# નવલ રસ

અને

# બોધામૃત

ભાગ [illegible] લો.

પ્રસિદ્ધ કરનાર.

શેઠ. હરિલાલ મુળચંદ.

તથા

સા. નગીનદાસ પુનમચંદ.

---



---

અમદાવાદ

સિવિલ હસ્પીતાલ સામે પાનાભાઇની વાડીના મેડા ઉપર "વિશ્વેશ્વર પ્રેસ" માં છાપી.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫

---

કીમત રૂ૦—૬—૦

# નવલ રસ

અને

# બોધામૃત

ભાગ ૧ લો.

રચી પ્રસિદ્ધ કરનાર.

શેઠ. હરિલાલ મુળચંદ.

તથા

સા. નગીનદાસ પુનમચંદ.



અમદાવાદ
સિવિલ ઇસ્પીતાલ સામે પાનાભાઇની
વાડીના મેડા ઉપર "વિશ્વેશ્વર
પ્રેસ" માં છાપી.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫

કીમત ૩૦—૬—૦

# અર્પણ પત્રિકા,

મારી તરફ અમી દ્રષ્ટીએ જોનાર, શુધ્ધ પ્રેમ દર્શાવનાર, મારી ઉન્નતિ ઈચ્છિનાર, મારૂં શુભ જોઈ આનંદ માનનાર, એવા મારા પરમ પવિત્ર મિત્ર સા. સરૂપચંદ પુનમચંદ પેથાપુર વાળા, જેમની આજ્ઞાથીજ આ લઘુ અને રસ ભર્યો ગ્રંથ લખેલો, તે તેમને સ્નેહ પુર્વક અને સ્મણાર્થે સ્મરપણ કરૂં છું. તે માન્ય સહીત સ્વિકારી મને આભારી કરશે એવી હું આશા રાખું છું તા. ૧૪-૩-૧૯૦૫

લી. તેમનો અભ્યુદય ઇચ્છનાર

શેઠ હરિલાલ મુળચંદ



---

## જાહેર ખબર.

| | |
|---|---|
| [illegible] | રૂ૦—૪—૦ |
| સદર ગાયન | રૂ૦—૧—૦ |
| હરિશ્ચંદ્ર નાટક | રૂ૦—૪—૦ |
| સદર ગાયન | રૂ૦—૧—૦ |
| રાણકદેવી નાટક | રૂ૦—૪—૦ |
| સદર ગાયન | રૂ૦—૧—૦ |
| વનરાજ નાટક ( છપાય છે ) | રૂ૦—૪—૦ |
| સદર ગાયન | રૂ૦—૧—૦ |
| અભયસિંહ કેસરીસિંહ ગાયન | રૂ૦—૧—૦ |
| લલિતાના ગાયન | રૂ૦—૧—૦ |
| ત્રિયારાજના ગાયન | રૂ૦—૧—૦ |
| કપુરચંદ પાનાચંદનો ફારસ | રૂ૦—૧—૦ |
| જૈન પ્રશ્નોતર રત્નમાળા | રૂ૦—૪—૦ |

એ શિવાય હરેક પુસ્તકો કમીશનથી મોકલી આપવામાં આવશે તથા વેચી આપવા આવશે. કમીશનનો ખુલાસો પત્રદ્વારાએ કરવો.

લી. સેવક

શેઠ હરિલાલ મુળચંદ અમદાવાદ

# નવલ રંગ.

## ઉડાઉના થતા હવાલ અને દોસ્તની દાનાઈ.

### પ્રેમરાય.

---

મોટા લાકડાના રંગબેરંગી લોખંડના પટા જડેલા એક પટારા ઉપર ગાદી તકીઆ ગોઠવી, બાજુપર સીસમના તકતાનું સરસ કોતર કામનું કબાટ મુકી, હાથમાં ખાતાવહીનો ચોપડો લઈ, લખમાજી દેવુ લેણું તપાસવા મંડી ગયા હતા. ખાતાવહીના સઘળા પાના ઉથલાવી નાખી, ખલાસ થતાં એક જવાનને છાજતી ચાલાકીથી તેણે તે ખાતાવહીને બંધ કીધી તેનો ધધો લોકોને પઈસા ધીરવાનો હતો અને એ ધંધામાં તેણે ઘણી સારી આવક કીધી હતી. કારણ કે તે જબરો વ્યાજખાઉ ને કંજુસ હતો. પઇસો મળતો ત્યાં દયા અને ધર્મ તજી દેતો હતો, જેથી તે બહુ તવંગર બની ગયો હતો, તેમ છતાં તે જાડા માદરપાટનું ઢીંચણ સુધી નીચું પોતીયુ પહેરતો, અને આંગમાં ખાંદીની બંડી ઓરવતો. દશ હાથ લાંબા વેંત પનાના કસુંબો રંગના ફેંટાથી શીરને સોભાવતો અને ખભે ફેંકી દેવા જેવા ગાભાની પીછોડી રાખતો. વરશમાં બે દોઢીઅનું પણ ધોબીનુ ખરચ રાખતો નહીં. શરીર અને લુગડાંની વાસથી ઘણાઓ તેનાથી દુર રહેવાનું પસંદ કરતા હતા.

ખાતાવહીને ત્રીજોરીમાં પુરી જરા શરીર શેકવાને સળગતી સગડી પાસે બેઠો, થોડી વારે ઉઘરાણી જવાના ઇરાદાથી ઉઠી ઉભો થઇ, થંડીથી ઠુંઠવાતો બગલમાં ચોપડો મારી બહાર જવા તઈયાર થયો; તેજ વખતે તેનો દરવાજો ઠોકવાનો સ્વર સંભળાયો. લખમાજીએ તરત દરવાજો ઉગાડી આવનાર ધણીને અંદર લીધો. તે આવનાર જવાન વીશેક વરસની વયનો દેખાતો હતો. તે નવો આવનાર જવાન ખુબ સુરત હતો, અને તેનો પોશાક ઘણો સુંદર હતો. આવનારે આવતાને વાર લખમાજીને જબરા જુહાર કર્યા, ને તેની કુશળતા પુછી. ખુઢાએ લગાર ટકોરથી કહ્યુંકે, સહુ ઠીકાઠીક ચાલે છે. પ્રેમાજી, પણ

હુ ધારતો હતો કે તુ તારા બુઢાકાકાને વીસરી ગયો હશે ? પ્રેમાજીએ જરા હસીને જવાબ આપ્યો કે, નહી કાકા, એવો વીચાર નહીં લાવતા કે હું તમને વીસરી જઉં આ દુનિઆમાં આપના વિના મારૂં બીજુ સગુ વાહાલું કોણ છે, કે આપને હું વિસારી મુકુ વળી એ વાત બનેજ કેમ ? હા તમે મને વીસરી જાઓતો કાંઈ અજાયબ થઉ નહીં; પણ વારૂ કાકા, આજે આપને આટલું બધું મોડુ કેમ થયું ? મેં ધાર્યું કે આપ બહાર નીકળી ગયા હશો, પણ રસ્તેથી જતાં મને વિચાર આવ્યો કે જોઇએ વારૂં, કાકા ઘેરમાં છેકે નહી, હોયતો મળતો જાઉં. લખમાજીએ પ્રેમાજીની આગળ જઇ લગાર ખુશ મીજાજથી જવાબ આપ્યો કે, દીકરા! એક ઘરાક આવવાને લીધે રોકાઇ ગયો તેથી મોડું થયું. એ ઘરાક ઠીક હાથ લાગ્યું છે. તેથી જબરો તડાકો પડશે. પ્રેમાજી, એ કામ દુધાળી ગાય સમાન છે. કાકા, એવું શું કામ છે તે કેશો ? શા વાસ્તે નહી દીકરા ! લખમાજીએ કહ્યું, અને તે મારે તને જરૂર કેવુંજ જોઇએ કારણ કે તે માણસ તારો જાની દોસ્ત છે. શું મારો દોસ્ત ! વારૂં તે કોણ હતો ?

લખમાજી મુછમાં હસ્યો, ને બોલ્યો કે બેટા પ્રેમાજી તું ખચીત અજાયબ થશે, તે તારો દોસ્ત પ્રેમરાય છે.

શું ? પ્રેમરાય ! એ મારો દોસ્ત તમારી મદદ લેવા આવે ? તે કદી બનેજ નહીં; અને એ વાત કદાપી માનુ પણ નહી. કારણ કે જેને ત્યાં ટંકશાળ પડે છે, તે ધણી શું તમારી પાસે નાણા માગવા આવે એ વાત મનાયજ કેમ !

વૃધ કાકો આ બોલો સાંભળીને જરા દીલગીર થયો, તો પણ કાબુમાં રાખીને તે બોલ્યો કે, તે ગમે તે હોય: પણ ખરી વાત એ છે કે પ્રેમરાયને આજને આજ પાછલા પહોરે પચાસ હજાર રૂપિઆની એવી જરૂર પડી છે કે, મારી સરત સામે તેણે એક હરફ પણ ઉચાર્યો નથી. મારી સરત તેની પાસેથી દર વરસે દર સેંકડે પુણોસો ટકા વ્યાજ લેવાની છે. એટલું કહી વળી ધામેથી બોલ્યો કે, અને તે પણ વળી સધર જામીનગીરીપર.

જામીનગીરીમાં શું રાખે છે, તે કેશો ? પ્રેમાજીએ પુછ્યું. શા માટે નહી? સાંભળ, તેનુ પોતાને રહેવાનુ ઘર જે બજારના મધ્ય ભાગમાં આવેલું છે તે; અને ત્રણ ઘર બીજાં છે, જેનુ ભાડુ દર

માસે તેને રૂપૈઆ એક હજાર આવેછે. પોતાને રહેવાનું એક ઘરજ ફકત સાઠ હજારનુંજ છે.

પ્રેમાજી એ સાંભળી ઘણા ઊંડા વિચારમાં પડયો; અને ચકિત થઇ મનમાં બડબડવા લાગ્યો. શું પ્રેમરાય? પચાસ હજાર રૂપૈઆ માગે?

પ્રેમરાય આખા સેહેરમાં સૌથી મોટો તવંગર ગણાતો હતો. જે તેના ખરચથીજ દીશી આવતુ હતું. તેના દરેક ચાકરને હરેક કામ સોંપેલું હતું. તેના ઘર આંગણે જે કોઈ આવતું તેને સારી રીતે તેના મન પસંદ મુજબ સંતુષ્ટ કરી વિદાય કરવામાં આવતું. આથી તેની ઘણાં દેશમાં બાખા વાખી ચાલી રહી હતી, તેને નવી ન ચીજો પર વધારે શોખ હતો, તે એવી રીતે કે સામાના માગ્યા કરતાં પણ વધારે દામ આપી તે ખરીદતો, તે બાબત તેના સઘળા નોકરોને તેને નવીન વસ્તુ ગમે એટલી કીમતે ખરીદવાની છુટ આપી હતી. તે નાચ તમાસાનો એટલો શોકીન હતો કે તેની નજર તળેથી જવા ભાગ્યેજ કંઇ બચી ગયું હશે. લગન, અઘરણી કે એવા બીજા ટાણા પર સુમાર વગરનું ખરચ કરતો, કે જેના આંકડા સાંભળી લોકો દીગમુઢ બનતા. આવા તેના શુમાર વગર ઊડાઊ ખરચથી લોકો એમ સમજતા કે એ મોટી દોલતનો ઘણી હોવો જોઇએ. વળી તેના સસરાની મોટી દોલતનો તે વારસ હતો. તેથી તેના જેવો સખસ લખમાજી સાથે કામ પાડે, એ વાત માનવા જોગ હતી નહીં.

પ્રેમાજી અને પ્રેમરાયને નાનપણની દોસ્તી હતી, અને તે દોસ્તી જેવી તેવી હતી નહી; તેઓ બનેએ ઇંગ્રેજી સ્કુલમાં સાથે અભ્યાસ કર્યો હતો. અને એલ એલ બીમાં સાથે પાસ થયા હતા. તેમની મીત્રાચારી એટલી ઘાડી હતી કે, બીજાઓ તે જોઇને અદેખાઇ કરતા હતા, કારણકે પ્રેમરાય જેવો પઇસાથી ભરપૂર સખસ અને એક બ્યાજ ખાઉના ભત્રીજા વચે એટલો બધો ઘાડો સબંધ રહે એ નહીં માનવા જેવું હતું. પણ જેઓ પ્રેમાજીને સારી રીતે જાણતા હતા, તેઓને તે બાબત કાંઇ પણ નવાઇ જેવી લાગતી નહી હતી. તેનો હમેશનો હસમુખોને રંગીલો સ્વભાવ સરવેને અનુકુળ થઇ પડતો, તેની સાથે જેને ઓળખાણ પડતી, તેનામાં દોસ્તીનો ઉભરો ઉતપન્ન થતો. તેની બોલવા ચાલવાની રીત તથા તેની મીઠી જુબાનથી પડેલી ત-

કરારનો ૫.ચો કરી સામાં માણસને સમજાવવાની શકિતની નકલ કરવા જોગ હતી. તેનો કોઇ પણ મીત્ર તેની દોસ્તીથી કંટાળતો નહી. પણ ઉલટો દુનિઆમાં દીલાસો તથા સંકટ સમયમાં મદદ જોઇતી હોયતો તરતજ તેની પાસે આવતો હતો. ફક્ત તેનામાં એટલીજ ખામી હતી કે તે લાંબો વિચાર કરતો નહીં હતો. તેના કાકાએ કેવી રીતે દોલત એકઠી કરીછે, તેની તે કાંઇ દરકાર રાખતો નહી હતો.

આ વાતથી પ્રેમાજી ને પ્રેમરાય વિષે ઘણું લાગી આવ્યું, અને આ પહેલીજ વખતે તેને પોતાના કાકાના ધંધા વિશે હલકું મત આવવા લાગ્યું. અને વ્યાજખાઉઓ તરફ તેનામાં પણ થોડો થોડો અણગમો આવવા લાગ્યો. અને તેઓના કરપીણ અને દયા વગરના કામને ધીકારવા લાગ્યો. વ્યાજ ખાઉઓ કેવા નિર્દય હોયછે, એ વાત પ્રેમાજી સ્વપનામાં પણ સમજતો નહીં તેને આજે પોતાની આંખે જોવાનો વખત આવ્યો, કસાઈને વધ કરતાં દયા આવતી નથી તેમ વ્યાજ ખાઉઓને પોતાના ઘરાકને રીબાવવામાં દયાનો અંકુર જરાપણ આવતો નથી. વ્યાજ ખાઉઓ ગરજુ ઘરાકોને ઘીરી પોતાની જાળમાં એવી રીતે ફસાવે છે કે ભાગ્યેજ કોઈ તેમાંથી છુટી શકે. પોતાના પૈસા માટે લેણદારના ઘરબાર વેચાવી, બાયડી છોકરાંને ભીખ માગતા કરી, લેણુદારને ચીથડે હાલ બનાવી આખર તેના ખુરા હાલ કરેછે. એવી દશાએ પહોંચાડયા છતાં પણ તેને જપીને બેસવા દેતા નથી. વ.રેવારે સરકારનું વારંટ લાવી બીચારાને બે પૈસા પેદા કરતાં અટકાવેછે. લેણુદાર ઘણાં કાલાંવાલાં કરે તોપણ તે રાક્ષસોને જરા પણ રેહેમ દીલી આવતી નથી. અને ઉપરથી ન દેવાય તેવી તેની મા બેન સામી ભુંડી ગાળો ચોપડાવેછે. અને લાગ આવે તો તેઓને પરસાદી જમાડયા વિના છોડતા નથી. એકના ચાર લખાવી લેતાં પણ વ્યાજની વાત વિશારતા નથી. વ્યાજમાં તેના સઘળા પૈસા ખાઇ જાય છે તોપણ તેને પોતાના લેણામાંથી મુક્ત કરતા નથી.

પ્રેમાજીમાં પોતાના દોસ્તની લાગણી ઉત્પન થઇ, એ વખત એનો કાકો તેની તરફ બારીક નજરથી જોતો હતો, કારણકે તેને ખબર હતી કે, તેના આ ખુરા કામ માટે તેનો ભત્રીજો તેને મુબારક બાદી આપશે નહીં. પ્રેમાજી આખરે બોલ્યો કે "હુ ખરૂ કહું છુ

કાકા, મને મારા જાની દોસ્ત પ્રેમરાય માટે ઘણું લાગે છે, તે આવી રીતે સંકડાસમાં આવી ગયો છે તેની મને બીલકુલ ખબરજ નથી. પણ હું ધારૂં છું કે, મારે તમારા ફાયદા ભરેલા કામ માટે મુબારક બાદી આપવી જોઇએ, નહી વારૂ?" "લખમાજીએ જરા ઠપકાની રૂઢીએ કહ્યું. હવે તે વાત જવા દે, ધંધાની વાતમાં એવી નરમાશ કાંઈ કામની નહીં. દોસ્તીની વખતે દોસ્તો ને ધંધાની વખતે ધંધો. એ બેઉનો સાથે ઉપયોગ કરવો એ ઠીક નથી. તારો દોસ્ત સંકડાસમાં આવી ગયો તેથી તું ખુશી થા એમ હું કાંઇ કહેતો નથી, પણ ધંધાની બાબતમાં શરમ રાખવી એ કાંઇ યોગ્ય કહેવાય નહીં. જો મેં શરમ અને દયા રાખી હોત તો આવો તવંગર કદી પણ બનતજ નહીં. જયારથી શરમ અને દયા ને દૂર કીધાં છે ત્યારી ભીખારીપણું પણ ભાગી ગયું છે, સમજયો હવે.!

બુઢાએ ઉપરની વાત કર્યા પછી, તેની રજા લઇ પ્રેમાજી લાયબ્રરીમાં જવા નીકળ્યો. અને લખમાજી બગલમાં ચોપડો મારી ઊઘરાણી અર્થે ચાલ્યો.

પ્રેમાજી પોતાના મીત્રની અને કાકાના કામની વાત સાંભળી ઘણોજ દીલગીર થયો હતો, તેથી તેનું દીલ વાંચવામાં નહીં લાગવાથી તે નાટકશાળામાં ગયો. નાટક એવું મનરંજન હતું કે બીજી તરફ જતા પણ પ્રેક્ષકો પોતાનું મન ખેંચવા અશક્ત હતા. તેમ છતાં પણ આપણા પ્રેમાજીનું મન તેમાં નહીં લાગવાથી તે ઘર ભણી પાછો ફર્યો. રસ્તામાંજ ખુશ મીજાજથી પોતાના મીત્રને આવતો જોઇ તેને અત્યંત અજાયબી ઉત્પન્ન થઇ.

અરસ પરસ એક બીજાના ખબર અંતર પુછ્યા બાદ બેઉ જણા પોતાની બીડીઓ સળગાવી એક ઉપહાર ગૃહમાં ધુમાડો કાઢતા પ્રવેશ કર્યો.

ઉપહાર ગૃહના વ્યવસ્થાપક પાસેથી બે પ્યાલા ચાહ ગરમા ગરમ મંગાવી ફુંકતા ફુંકતા પીવા લાગ્યા. ચા પીંતા પ્રેમાજીને પોતાના કાકાનો દરેકે દરેક બોલ ખોટો ભાસવા લાગ્યો; અને આ ભેદ ભરેલા વિચારથી પ્રેમાજી પ્રેમરાયના મુખ સામુ વારે વારે જોવા લાગ્યો. તેથી પ્રેમરાયે પુછ્યું કે તું મારા સામે જેમ

નવિન આદમીને જોતો હોય તેમ વારે વારે શું જુએછે! શું ઘણા દીવસથી ચાલતી આવેલી મુલાકાત ભુલી ગયો? બોલ! આજ તને શું થયું છે.

પ્રેમાજી આ સવાલથી અચરજ થઇ બોલ્યોકે મને કાંઇ નવુ જ ભાસે છે, અને તને ખરેખરૂં કહું છું કે તારી મુખ મુદ્રા નિહાળવાનેઃ શોખ થયો છે.

પ્રેમરાય બોલ્યો કે, પ્રેમાજી! એ તારી ટેવ ઘણીજ નઠારી છે શું સ્ત્રિ જેવો હું ખુબ સુંરત છુ. ?

આ સાંભળી પ્રેમાજીની હવે ખાત્રી થઇ કે પ્રેમરાય ભારે સંકડાશમાં આવેલો છે. એમ મન સાથે નકી થતાં પ્રેમરાયના કાન ભણી નમીને બોલ્યો. પ્રેમરાય તને ખરેખરૂં કહુંછું કે હું હમણા તારાજ વિચારમાંછુ.

પ્રેમરાય આ સાંભળી અજાયબી સાથે જરૂર ગભરાટથી બોલ્યો. શું મારાજ વિચારમાં! તેનું કાંઈ કારણ?

હા ભલા માણુસ હું તારોજ વિચાર કરતો હતો કે તું એક ભારે તંગીમાં આવી પડયો છે, અને તે વિશેની મને પૂરતી જાણ થઈ છે. જયારે તુ દોસ્તથી વાત છાની રાખેછે, ત્યારે દોસ્ત કરવાનુ તને કારણ શું છે? હું કહું છું કે—

પ્રેમાજીને બોલતો અટકાવી પ્રેમરાય ભવાં ચડાવી બોલ્યો કે, તું શું મને એમ કહેવા ચાહેછે કે તારા પેલા કંગાળ અને વ્યાજ ખાઉ કાકાએ તારી આગળ મારો સઘળો ભરમ ફોડી દીધોછે? લ્યાતન હોજો તે બુઢાને, કે એ કામથી એને સંતોષ નહી થયો કે, તે વાત તને તેને જાહેર કરી દીધી. પણ હુ ભુલ્યો! તેમાં તારો ભાગ હોવાથી કદાચ તે વાત તેણે તને કરી હશે.

આ છેલ્લું વાકય જરા ટકોર સાથે બોલવાથી આપણા પ્રેમાજી જરા ચીડાઈ ગયા, પણ જરા ગુસ્સાને કબજે રાખી તે બોલ્યો. પ્યારા દોસ્ત, આમ બોલી શા વાસ્તે મને સતાવેછે! ને અન્યાય આપેછે! તું જાણુતો નથી કે જો હું તારી મુસ્કેલીમાં મદદ કરવા સામરથ ન હોઉ તો તે મુસ્કેલીની વાતની ઇયાદી શા માટે દેવરાવું? તું ઘણી ભુલ કરે છે મારા જીગર જાન!

પ્રેમરાયે લગાર બેપરવાઇ સાથે ગુસ્સાથી કહ્યું કે તુ મને

મદદ કરવા ચાહતો હોયતો એટલુ કર કે તારા કરપીણુ કાકાની પાસે ૭૫ ટકાને બદલે ૨૫ ટકા વ્યાજ કરાવી આપ.

એ બોલોપર બીલકુલ ધ્યાન નહી આપતાં પ્રેમાજી બોલ્યો કે એવી રીતે જાળમાં સપડાઈ ગયા અગાઉ તેં મારી આગળ તારો ભ્રમ કાં ન ફોડયો ? મને સ્વપને પણ ખબર નહીં પડી કે તારો હાથ તંગી માંછે. મિત્ર ! આટલા વરસના આપણા સ્નેહને લીધે તારી અડચણની વેળામાં તને સહાય થવાનો શું હું હક નથી ધરાવતો ? દોસ્તી શું લોકને દેખાડવા માટેજ કરેલી કે ? મીત્રના સંકટ સમયે પોતાની બનતી મહેનતે મીત્રને સહાય ન કરે તેવા હરામી મીત્રને ધિકાર છે. અને એવા સ્વારથીઆ મીત્રના મોહપર લાખો ફીટકારછે. મહેરબાની કરી મને જરા ચેતવણીતો આપવી હતી ભલા માણસ !

પ્રેમરાય હવે નરમ થઇ જઇ બોલ્યો, વાત એમ છે કે મને એકદમ નાણાની જરૂર પડી હતી. તે ગોવાગોર સ્ત્રી મને વધારે નિચોવવા લાગી. મને તેને મોટા પાણીદાર ગોળ મોતીનો હાર લાવવાનો હુંકમ કર્યો, તેથી મને પચાસ હજાર રૂપીઆ તુરત લેવા પડયા. ત્યાં મેં વિચાર કીધો કે હું તારો દોસ્ત થાઉછુ તેથી તારા કાકાને ત્યાંથી નાણાં કઢાવવાનુ મને ઠીક પડશે. આ છેલ્લું વાક્ય તે મસ્કરી કરવાની ઢબે બોલ્યો, અને પ્રેમાજીની મદદ લેવા બીલકુલ ના પાડી.

કેટલીક મુદત વિત્યા બાદ પ્રેમાજીનો કંજુસ અને રાક્ષશી કાકો યમ રાજાની હજુરમાં ગયો, એટલે આપણો પરગજુ પ્રેમાજી તવંગર થયો.

લખમાજીએ પોતાના વશીયત નામામાં તેની સઘળી દોલતનો વારસ પ્રેમાજીને ઠરાવ્યો હતો પણ તેમાં એક ફરમાસ કરવામાં આવી હતી કે તેણે કોઇ પણ રીતે ઉઘરાણીમાં આળસ અને કચાસ રાખવી નહીં, તેમ સેજ પણ રકમ ઓછી લેવી નહી; જો તે ઠરાવથી પ્રેમાજી આડે ચાલે તો લખમાજીની સઘળી દોલત તેના હાથમાંથી જતી રહે. એ ઠરાવથીની મતલબ એ હતી કે તે પોતાના દોસ્ત ને મદદ કરતો અટકે એવું આપણા પ્રેમાજીના સમજવામાં આવ્યું.

પ્રેમાજીએ પોતાના કાકાના મરણ પછી પ્રેમરાય પાસેથી લખમાજીએ આપેલી રકમ પાછી નહીં લેવાનો વિચાર મકમપણે

કર્યો હતો. પણ ઉપરના ઠરાવથી તે બંધાઇ ગયો હતો તેથી તેનો એકે ઉપાય રહ્યો નહી.

બન્ને દોસ્ત વચ્ચે હવે જરા શાંતપણું જણાવવા લાગ્યું. આગળ જેમ એક બીજાનો હાથ પકડી આમ તેમ ફરતા હતા; તે સઘળું આ અવસરે જતુ રહ્યું-હતું. પ્રેમાજીને વખતસર ૭૫ ટકા મુજબ વ્યાજ આપણા ઉડાઉ પેમરાય તરફથી મળતું હતું. બેઉ જણુ ની વચ્ચે હવે ફકત જુહાર કરવા જેટલોજ વ્યવહાર રહ્યો હતો.

પ્રેમરાય હવે, ઉડાઉ, દુરાચારી, અને સ્વારથિઆ લોકોની સાથે મીત્રાચારી કરવા લાગ્યો.

અને થોડા અરસામાં દીવાળું કાઢે એવા મોટા ખરચ કરવા લાગ્યો, અને હવે તેને તેના જુગારી સોબતીઓના સંગથી જુગારનો શોક લાગ્યો. અને તે થોડા વખતમાં એટલું બધું જુગાર રમવા લાગ્યો કે તે જુગારીની પંકિતમાં પહેલા નંબરનો જુગારી ગણાવા લાગ્યો. તેના બાપ વગેરે નિકટ સગાવહાલાંઓએ બુરી ટેવ છોડાવવી માટે અથાગ મહેનત કરી પણ આખર આ મહેનત વ્યર્થ ગઈ.

પ્રેમાજી પોતાના દોસ્તની ખરાબી પોતાની આંખે જોતો હતો તેમ છતાં એ અવળે રસ્તે ચડેલા મીત્રને મદદ કરવા ચાહાતો હતો. પણ તેના વશીઅત નામાના ઠરાવની રૂઈએ તે કાંઇ પણ કરવા અશકત હતો. પણ જયારે પોતાના જુગારી મીત્રને જુગારના બુરા વ્યશનમાં પડેલો જોયો ત્યારે તેને તે ખરાબ ધધાથી દૂર રહેવા માટે બે બોલ કહયા વગર તેનો જીવ રહયો નહીં. અપમાન સહેવુ પડેતો પણ શું! અને ગુસ્સો લાવી, બે ચાર લગાવી દેતો તે પણ ખમી તેને સારી સલાહ આપવાનો નકી ઠરાવ કર્યો. તેજ દીવસની સાંજના તે દરીઆ કીનારે હવા ખાવા ગયો હતો ત્યાં તેના દીલોજાન દોસ્તનો એકાએક ભેટો થતાં તેના આનંદની હદ રહી નહી. તેને એકલો દેખી ઘણો ખુશી થયો. અને તે જે બેઠક પર બેઠેલો હતો ત્યાં જઈ પ્રેમાજી સાચવીને એક બાજુ પર હવા લેવાની, અરે પોતાના મીત્રને સુધરવા માટે કાંઈ કહેવાની આશાએ બેઠો. થોડીવાર સુધી બંન્નેના મુખમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહી. થોડીવારે પ્રેમાજીએ પોતાના ગજવામાંથી બીડીઓની ડાબલી કાઢી પોતાને પીવા માટે એક બીડી કાઢી અને બીજી બીડી હાથમાં લઈ

પ્રેમરાય ભણી ધરી કહેવા લાગ્યો કે, મીત્ર બીડી પીશો? પ્રેમાજીના હાથમાંથી પ્રેમરાયે બીડી લીધી. બંન્ને જણા બીડીઓ ફુંકવા લાગ્યા. પોતાનો મીત્ર પોતા તરફ મમતા રાખે છે, તેથી તેનુ કાર્ય સફળ થશે એવી આશાએ આનંદમાં આવી જરા પ્રેમરાય ભણી ખશી પુછ વા લાગ્યો કે મીત્ર આજ તુ એકલો કેમ? હું તને મળવાની આશા-એજ આ તરફ આવ્યો હતો.

આ સાંભળી ચકિત ચહેરે પ્રેમરાય બોલ્યો કાંઈ કારણ? શું પઇસા સબંધી કામ છે? વ્યાજના નાણાં તો મેં વખતસર પહોચ્યા કર્યાં છે ને? એવું દમામ બતાવવા બોલ્યો. પણ પ્રે ાજી તેના ખોટા અને ડોળ ધાલું દમામથી જરા પણ દબાયો નહી. અને તેનો જવાબ આપવામાં સમાયલા અપમાનની પણ બોલકુલ દરકાર રાખી નહીં.

પ્રેમરાયના ઉપરના બોલો સાંભળી તે બોલ્યો કે પ્રેમરાય! આમ ઉચરવું તને અઘટીત છે. હુ તારી સાથે કાંઇ પઇસા સબંધી વાત કરવા આવ્યો નથી; પણ મારા સ્નેહની ખાતર અને તારી ખરાબ ચાલથી તને દુર રાખવાની ખાતર તે સબંધી બે બોલ કહેવાની મતલબે આવ્યોછું, તારો નાશ થતો જોઈ મારી બેહદ દીલગીરી અ-ટકાવવા ખાતર બે બોલ બોલી મારો ઉભરો બહાર કાઢવાં તથા તારો નાશ થતો અટકાવવા અત્રે તને શોધતો આવ્યો છું. તને મારી જે મદદ જોઈએ તે માગી લે ને આગલી સ્થિતિપર પાછો આવ.

ચિરડાઇને ગુસ્સાથી પ્રેમરાય બોલ્યો. તારૂં કાંઇ વળવાનું નથી પ્રેમાજી! હું કહું છું તે માનીલે. કારણ કે તારાથી મને મદદ થઇ શકશેજ નહીં. સાંભળ, એક વખત હું સારી હાલતમાં હતો, પણ અડચણમાં આવતાં તારા પ્રખ્યાત કાકા પાસેથી મેં પચાસ હજાર રૂપૈઆ મેળવતી વખતે પચાસ હજાર ગાળો પણ તે સાથે મને મળી હતી. મારૂં હવે આવી રહ્યું છે, તેથી છેવટે ખુલે ખુલ્લું કહી દઉં છું કે મેં તારી સાથે જે માઠી ચાલ ચલવી છે તેની તારી પાસેથી માફી માગી લઉં છું. અને હવે ઘણો પસતાઉં છું. પ્રેમરાય નરમાશ-થી અને ગળગળે શબ્દે અને પ્રેમાજીના કંઠે હાથ નાંખી આંશું ટપકાવતો બોલ્યો, વાહલા મીત્ર! તે પસ્તાવો ઘણો મોટો છે.

પ્રેમાજી પ્રેમાળ વચનથી તેના આંશું લુછતો બોલ્યો કે મીત્ર! આમ ગાંડો કાં થાય છે? હીમત રાખ. ઇશ્વર સૌ સારૂ કરશે. ગભ

શકીશ નહીં. તારી સઘળી કુચાલ દૂર કર. તને જે મદદ જોઇશે તે મારી બનતી મહેનતે પુરી પાડીશ. છાનો રહે અને તારા પસ્તાવાનું કારણ શું છે તે કહે. હું સાંભળવા ઇન્તેજાર છું.

પ્રેમરાય, પોતાનાં ખેસના છેડાથી પોતાની આંખના આંશું બીલકુલ લોહી નાખી મોઢું સાફ કરી ઠાવકાંઇથી દયામણે ચેહેરે બોલ્યો. પ્યારા! જ્યારે હું તારા કાકા પાસે આવ્યો ને મેં રૂપીઆની વાત છેડી અને કહ્યું કે હાલને હાલ પચાસ હજાર રૂપૈઆની જરૂર છે ત્યારે તે હસ્યો ને બોલ્યો કે પ્રેમરાય, તારા જેવા સખશે મારી પાસે આ કામ માટે આવવું ન જોઇએ. કારણ, હું તારા બાપને જેટલો ધિકારૂં છુ તેટલો બીજા કોઇને ધિકારતો નથી; તેની સાથે તને પણ હું ખરા જીગરથી ધિકારૂં છું. હું ખુલ્લે ખુલ્લું કહી દઉં છું કે તારા બાપ અને મારી વચેના વેરની વાત સાંભળ્યા પછી બરાબર ખબર પડશે કે મેં અહી આવવામાં મોટી ભુલ કરી છે. એટલું કહી વળી ડોસાએ આગળ ચલાવ્યું કે, હું મારી નાતની એક જવાન અપળા અવલ બાઇ સાથે પ્યારમાં પડયો હતો, અને તે અમારા બન્નેથી એવી સજડ પ્રેમ ગાંઠ પડી હતી કે એક બીજાને ઘડી ન જોતાં તો એક બીજાનું મન વિહ્વળ થઇ જતું. કોઇ પ્રસંગે તે સુંદર અને નવી જુવાની ખીલેલી અબળાને જોઈ તારા બાપનું ચીત ચળી ગયું. તેથી લાગ તાકી તે સુંદરીને સપડાવા તેના ઘરમાં ધુસ્યો. આખર નારી જાત! તે નારી જાત!! દોલત અને જબાન દરાજીથી ક્રીડા ક્રીડા કરી તેણીનું મન પોતાના ભણી ખેંચી મારી સાથેનો સબંધ છોડાવી તેને પોતાના પ્રેમ પાસમાં બાંધી લઇ તેને બે વરસમાં પાછી ખસતી કરી દીધી. તેથી તારા બાપ સાથે મારે તે વખતથી જબરૂં વેર બંધાયું હતું. તે વેર વાળવાનો અવસર આજ સુધી નહીં આવવાથી તે વેર તારી પાસેથી લેવું એવો મારો મક્કમ વિચાર છે. પણ શું કરૂં ગરજનો માર્યો તે વખતે તેની વાત ઉપર કાંઇ પણ મે દરકાર કરી નહીં. વળી બોલ્યો કે તે વાતને આશરે ચાળીશેક વરસ થયાં હશે ત્યારથી અત્યાર શુધીમાં દર વરશે વરશે મારો ફીનો વધતોજ ગયો છે. જ્યારે તેની સાથે મને વેર બંધાયું તે વખતે હાલના જેવી મારી જીંદગી નહી હતી; પણ સાધારણ કમાઇ કરી મારૂં ગુજરાન નભાવતો હતો. ઘણીક બાબતોમાં કરકશર કરી, આડા દોઢાં કરી થોડી થોડી રકમ ભારે વ્યાજથી લોકોને ધીરધાર કરવા લાગ્યો, અને તે ધંધા-

થી આજ આટલો મોટો તવંગર થયો છું. તે સ્ત્રી પણ ભુંડા હાલે ભટકી મરણ પામી છે તોપણ હું મારૂં વેર ભુલી ગયો નથી. તેજ કારણથી તારી અને મારા ભત્રિજા વચ્ચેની દોસ્તીમાં મેં કદી ખલલ પડવા દીધી નથી. હમણાંનાં જેવી તક હું સોધતો હતો અને સબુરી રાખતાં હમણા તે તક હાથ આવીછે. જોજે હું નાણું આપું છું પણ તેનું વ્યાજ સેંકડે પુણોસો ટકા પડશે, આ વાત સાંભળી પ્રેમાજી દંગ થઇ ગયો. પણ શું કરૂં, ગરજ ઘણી હતી, અને અણી ઉપર વાત આવી પડી હતા. પ્રેમરાયે આગળ ચલાવ્યું. કારણ કે જો એની પાસેથી રૂપૈઆ ના લહતે ગોત્રાગીરીની માગણી નિષ્ફળ જાય, અને તેના અને મારા સ્નેહ વચ્ચે મોટી અડચણ આવી પડે. તેથી તેટલા વ્યાજે પણ રૂપૈઆ લેવા અચકાયો નહીં. સાહું નક્કી થયું તે દીવસથી એટલે એ કરમીણ, કંજુશ અને નિરદય કાકાનો કર અંડયો તે દીવસથી મારા દરેક કામમાં નિષ્ફળ ઉતરવા લાગ્યો. અણુઘટતા ખરચો વીગેરેથી હું છેક આ પાયમાલ થઈ ગયો છું. મારા પાસે હજુ ઘણી દોલત છે. પણ તેનો વારસો મને મળે એવું લાગતું નથી. કારણ કે મારી બાયડી પહેલાંજ હું સ્વર્ગનો રસ્તો લઇશ એવું મને લાગે છે. આ છેલ્લું વાકય બોલતાં તેનો ચહેરો એકદમ ફીકો થઇ ગયો.

આ અજાયબ જેવી કહાણી સાંભળી ને અને પ્રેમરાયનો ચહેરો જોઇને પ્રેમાજી દીગમુઢ બની ગયો, વશીયત નામામાં જે સરતો કરી હતી તેનું કારણ આજ સુધી તેના જાણવા બહાર હોવાથી આજે તેને ખરે ખરો ભરમ માલમ પડયો. તે ધ્રુજતે સાદે બોલ્યો. પ્રેમરાયા તું ઘણો ગભરાઇ ગયેલો છે, અને તારી શુદ્ધ ડેકાણે નથી. તને હમણા જેની સંગત છે એવા સઘળા દોસ્તદારો છોડી દે, અને તું હાલ ને હાલ મારી સાથે આવ્ય. આપણે થોડો વખત મજા કરવા કાંઇ ઉતરી પડીએ.

પ્રેમરાય પોતાની જીંદગીથી કંટાળ્યો હોવાથી બેદરકાર પણે જવાબ દીધો. હમણા તો તું જા, હું જરા થાકેલો છઉં. તું કાલે મને આવી મળજે. આ છેલ્લો બોલ સાંભળી મોટા દીલનો પ્રેમાજી સંતોષ પામીને ત્યાંથી ચાલી ગયો.

ગઈ રાતના ઉજાગરા ને લીધે બીજે દીવસે પ્રેમાજી જરા મોડે થી ઉઠયો, અને વર્તમાન પત્ર ઉઘાડીને વાંચતા એક નાનકડા અને

કાળી લીટીઓ ચારે બાજુએ મારેલાં ફકરા ઉપર તેનું ધ્યાન ખેંચાયું અને તેના મથાળે "કમકમાટી ભરેલો બનાવ" એ જોતાં તે ફકરો વાંચવા તેનું મન લલચાયું તેમાં એવી મતલબનું લખાણુ હતું કે, પ્રેમરાય જે ઉંચા ખાનદાન કુટુંબમા જન્મેલો મોટી ગંજાવર મીલકતનો પુત્ર તે સમી સાંજનો ઘરમ થી છાની રીતે નીકળી દરીઆમાં પડી આપઘાવ કીધો છે.

આ ખબર વાચતાંને વાર પ્રેમાજીની આંખમાંથી ડરળ ડરળ આંશુ પડવા લાગ્યાં અને બોલ્યો કે, નિરાશ વદને કાલે મળજે એવું કહેલું તે મને ત્યાંથી ખશેડવા માટેજ, હું મુર્ખ, તેના માર્મીક બોલ ન સમજયો? ધીકાર છે મને. જેની સાથે અપાર મોજ માણેલી, જેની સાથે ગાડી વાડીમાં હાથે હાથ મીલાવી ફરેલો હરેલો, જેને ત્યાં સ્વાદિષ્ટ અને સુદર પકવાન જમેલો, તેની છેલ્લી ઘડી હું ન ઓળખી શકયો ધીકાર પડો મારા જેવા મીત્રને, કરપીણ કાકાના બુરા કાવતરામાં લપટાઇ મારી ફરજ મેં ના બજાવી? મારા દુષ્ટ કાકાના વેરનો બદલો વાળવા દીધો? હાય! અફસોસ અફસોસ!! આમ તેને એકા એક કરવાનું શું કારણ હશે?" આમ બોલતાની સાથે બેભાન થઇ ધરણીપર ઢળી પડે છે.

આ વાર્તાનો સાર એછે કે આપણી વાર્તાના નાયક પ્રેમરાયની માફક ઉડાઉ ન થવું વારસાથી મળેલો પૈસો દેખી બે દરકારી ન થવું. પૈસો કેમ પેદા થાય છે તથા કેટલી મહેનત અને મુશીબત પડે છે તે વિચારવું. આવક પ્રમાણે વ્યય કરવાથી કોઇ દીન નબળી દશા આવશે નહીં પણુ આ વાર્તાના નાયકની પેઠે બેકરદાન થઇ છુટે હાથે ઉડાવશે તો તેની માફક દુઃખી થઇ વિના મોતે મરશે

મીત્ર પ્રેમાજી જેવાજ જોઇએ કે જે સંકટના સમયે સહાયજ કરે. પણ તેને જેના તરફથી મળેલી દોલત, તેનો કરાર પાળવાના કારણુથી પોતાના મીત્રને સહાય ન કરી એ મોટી ભુલ કરી છે. માટે આપણો મીત્રતાનો ધર્મ એ છે કે હરેક વખતે સંકટ સમયે પોતાથી બનતી રીતેં મીત્રને સહાય કરવી.

કાંધીઆ અને વ્યાજ ખાઉ મારવાડીઓથી સદા દુર રહેવુ ભુલે ચુકે પણ તેના પગથીએ પગ મુકસો નહીં. અણીના સમયે પણ તે તરફ જવા વિચાર સ્વપ્ને પણ ન લાવવો. નહીં તો પ્રેમરાયની માફક દુઃખી થઈ આપઘાત કરવાનો વખત આવશે.

# કઠણુ હૈડાનો કઢાપો.

યાને

## બાપની બેપરવાઇથી દીકરાની માઠી દશા.

## મોતીલાલ.

મુંબાઈ જેવી અલૌકીક નગરના સરીયામ રસ્તા ઉપર આવેલા એક ગંજાવર માળાનો માલીક મગનલાલ નામે હતો તે મોટો પૈસાદાર તેમ કઠણુ હૈયાનો માણસ હતો. તે બન્ને કારણથી સારી પ્રસિદ્ધિને પામેલો હતો. કોઈ પણુ અજાણ્યો સખ્શ તેની મૂખાકૃતી ઉપરથી તેનો સ્વભાવ વરતી કાઢતું; કારણુ કે તેની ઠંડી દેખાતી આંખ, તેના પાતળા હોઠ, અને તેનો કરડો દેખાવજ કહી આપતો કે એ માણુસ ઘણો મગરૂર હોવો જોઇએ. તેના પોતાના માળમાં રહેનાર તથા તેના સહોદરો તથા સ્નેહી, તેમજ તેની પેઢી અંદરના ગુમાસ્તા કે ઘરમાંનાં છોકરાં કે બૈરી કે ચાકર નોકર જોડે કદી પણુ હસતો નહી, તેમ તેને સલામ કરતાં ત્યારે પણુ જરા માથું નમાવીને સામાની સલામ નો જવાબ આપતો નહી. તે ઘણોજ આનંદમાં આવતો ત્યારે જરા સ્મીત હાસ્ય કરતો, પણુ ખડ ખડ હસવાના જાંણે તેને સોગનજ ન ખાધા હોય? કવચિત ખડ ખડ હસે તો સામા માણુસને અચરીજ ઉપજયા વિના રહેતું નહી તેમ જોનાર માણુસ પણુ મનમાં બબડે કે ભાઇનો આજ સુરજ કુણીગમ ઉગ્યો છે?

તે હમેશાં ગંભીર રહેતો અને કોઇપણુ દીવસ રમત ગમત કે હસવા બોલવામાં કાંઇ પણુ લાભ લેતો નહી. ગાયન, વાજીંત્ર, નાચ, નાટક કે તમાસા વીગેરેને બહુજ ધિકારતો હતો ને એમ કહેતો કે એવી મુરખાઈઓમાં વખત ગુજારવાને બદલે જીંદગી ગુજારવાના બીજા કયાં કામ ઓછાં છે? એટલા દુરગુણ છતાં પણુ તેનામાં એક એવો મોટો ગુણુ હતો કે પોતાને બોલેલો બોલ તથા ધારેલો વિચાર તથા આરંભેલું કામ શીર સટ્ટે પણુ મુકી દેતો નહીં, તેમ પાછો હઠતો નહીં, તેમ તેની નેમમાં કોઈ આડે આવવા હીમત કરતું પણુ નહીં. આડે આવનારને કદી પણુ તે ભૂલી જતો નહીં.

તે પોતાના કામમાં સીધે રસ્તે ચાલનાર તથા બહુ પ્રમાણીક હતો, તેમ ચોકસ નિયમને અનુસરી પોતે ચાલતો, અને પોતાના કુટુંબના માણુસોને પણુ તે રીતે ચાલવા હુકમ કર્યો હતો. આ પ્રમા

ણિને તેની સખત રીતોથી તેના એકનો એક છોકરો સખત મુઝાતો હતો, આખરે તે છોકરાએ તેના બાપનો હુકમ તોડયો અને તેનુ પરીણામ ઘણું ગંભીર નીકળયું.

તે છોકરાનુ નામ મોતીલાલ હતું તે મોજીલો અને શોખીલો હતો પણ તેના બાપ આડે તેનું કાંઈ ચાલતું નહીં. એક દીવશે તેને નાટક જોવાનું મન થયું તેથી તેના બાપ ને કહ્યા વિના છાનો માનો નાટક જોવા ગયો. ત્યાં તેના કોઇ ઓળખીતાએ જોયો તે વાત બી જે દીવસે પેલા જોનાર ધણીએ તેના બાપને કહી. તે વાત સાંભળી મગનલાલ ઘણો ખીજવાયો પણ ફરી નહી જવા વિશે સખત આજ્ઞા કરી ને કહ્યું કે નાટકશાળા બદીનું ધામ છે; માટે જો ફરી થી ત્યાં જઇશ તો હું તને ઘરમાં પેસવા નહીં દઉં. એટલું કહી ચુપ રહ્યો; અને વધારે ગડબડ સડબડ કરવી તે વખતે ના દુરસ્ત ધારી.

મોતીલાલ સારી પેઠે જાણતો હતો કે તેનો બાપ જે ધમકી આપતો અથવા આજ્ઞા કરતો તે ખોટી નહી હતી. તે કારણને લીધે લગ ભગ બાર મહીના સુધી નાચ તમાસા કે નાટક ચેટકમાં ભાગ લઇ શકયો નહીં. એક દીવસ એવું બન્યું કે તેના સોબતી જોડે કોઈ બાબતની રકઝક થતાં તે ભાઇબંધે એવો તાનો માર્યો કે જો તું એવો હીમાયતી હોયતો નાટક જોવા જા જોઇએ ? ખબર પડશે ખબર ? નકામી ફીસીયારી શું મારે છે?

પોતાના બાપે કરેલી સખત મનાઇ ને નહીં ગણકારતાં અને એનું શું પરીણામ આવશે તે નહીં વિચારતાં મીત્રના મેહેણા ઉપર તેજ રાત્રે તે નાટક જોવા સારૂ ગયો. મોડી રાત સુધી મોતીલાલ ઘરમાં નહી આવવાથી તેની ગુમાસ્તા મારફત તપાસ કરાવતાં જણાયું કે તે નાટક જોવા ગયેલો છે. આથી ઉપજેલા ક્રોધના લીધે તેની ઉંઘ નાશી ગઇ. તે રાત્રે કયારે આવે ને તેને મારા ઘરમાં પેસતાની સાથેજ ધકકો મારી ને બહાર કાઢું. એક બે ને ત્રણના ટકોરાની સાથે નાટક ખલાશ થતાં, નાટકમાં આવેલી મજાથી મકલાતા મકલાતા પગથીઆ ઉપર ચઢી બારણું ઠોકતાની સાથેજ બારણાં ઉઘાડી રકત આંખે ખુદ્દો બહાર નીકળી ડોળા ઘુરકાવી બોલ્યો કે, તે દીવસે તને મના કર્યાં છતાં પણ મારો હુકમ તોડી આજે પાછો નાટક જોવા ગયો ? જોઉં ! તારી પાસે કેટલા પૈસા છે?

ધ્રુજતા હાથે મોતીલાલે પોતાના ગજવામાંથી પાકીટ કાઢી ને પૈસા ગણી તુટતા શાદે જવાબ આપ્યો બાપા પાંચ રૂપૈઆ. ત્રે

છે. આના છે. આ સાંભળી મગનલાલે પોતાના ગજવાથી રૂ. ૨૫) કાઢી કહ્યું કે આ લે અને તારી ખુશીમાં આવે ત્યાં ચાલ્યો જા ફ-રીથી આ ઘર સામું જોતો ના.

રૂપૈઆ નહીં લેતાં મોતીલાલ, મગનલાલને પોતાની ભુલ માટે ઘણાં કાલાંવાલાં કરવા લાગ્યો, પણ મગનલાલ એકનો બે નહીં થતાં ગુસ્સાથી ઘાંટો કાઢી કહ્યું કે, લે છે કે નહી? તારા જેવા ઉડાઉ, હુકમ તોડનારનું મોં જોવા બીલકુલ માગતો નથી. એમ કહી મો-તીલાલ ને ધકકો મારી મગનલાલ ઘરમાં જઇ અંદરથી કમાડ વાસી પોતાની પથારીમાં જઈ પહોડયો.

તરતજ માબાપ વિનાનો થયેલો છોકરો પથે પડયો. તે વખતે તેનું મોં તદ્દન ઉતરી ગયું હતું. તેનો આધાર નાઆધાર. તેના મા-બાપ કે પરમેશ્વર શીવાય બીજુ કોઈ હતું નહી. તેથી તે વખતે રડતી આંખે વિચારવા લાગ્યો કે હવે કયાં જાઉં? ને શું કરૂં? મારી શી-શીયારીમાં ફરશો પડયો, મારો હઠીલો બાપ કોઈ પણ પ્રકારે પોતાની હઠ છોડનાર નથી, તેથી બાપને વિનવવો દુરસ્ત ધાર્યું નહીં, અને તે મુગો મુગો ત્યાંથી ચાલી તે રાત્રે ધર્મશાળાનો આશરો લઈ રાત ગાળી.

હવે મોતીલાલના જવાથી મગનલાલને જરાએ અડચણ જણાઇ નહીં. તેમ કદાચ અડચણ પડતી તો પણ તે બહાર કોઇને કળવા દેતો નહીં તે નિત્યના નિયમ પ્રમાણે પોતાનું કામ બરાબર વખત સર બજાવતો હતો. તેમ સેવા, પૂજા, ભકિત વીગેરે ઘણી ઉમંઠાથી કરતો. તેના ખેશીઓ તથા માયા મોબત વાળા પુછતા કે તમારા છોકરાને તમે કેમ ઘરમાંથી કાઢી મુકયો? ત્યારે તે સઘળા-ને એમજ જવાબ આપતો કે, તે મારો છોકરો મને બદયો નહીં, અને પોતાની મરજી પ્રમાણે ચાલવા માંડયું તેથી મેં તેને કહાડી મુકયો છે. તેને પોતાના છોકરાને કાઢી મુકયા બાદ, છોકરો કયાં ગયો કે તેનું શી રીતે થયું તેની તેને બીલકુલ ખબર લીધી નહીં. તેમ તજવીજ કરવાની જરાએ દરકાર કરી નહી. ફકત પોતાનો બોલ પાળવા સમર્થ થયો, તેથી સંતોષ માની મનમાં ઘણો આનંદ પામ્યો.

એ વાતને કેટલાક મહીના વહી ગયા પછી અપરાધીઓની ચાંડણુ કરનારી સેસન્સ કોરટની છેલ્લી બેઠકનો છેલો દીવસ આવ્યો તે દીવસે મગનલાલને પણ જુરર તરીકે બોલાવવામાં આવેલો હતો. તપાસ માટે આવેલો છેલ્લો મુકરદમો ખોટી શહી કરવાના વાંક માટેનો હતો.

કોરટના કલાર્કના કહેવાથી શીપાઇએ બંધીવાન કરેલા મોતીલાલને પાંજરામાં ઉભો કર્યો. તે આ વખતે સતર વરસની વયનો હતો એના મોં ઉપર તાજો મુછનો દોરો ફુટેલો હતો તેના અંગ ઉપરના કપડાં તદન ફાટી ગયાં હતાં તેથી તે એક ચોગડે હાલ ભીખારી જેવો લાગતો હતો. વળી તેનો ચહેરો પોતાના હાલ હવાલ વગેરેના દુઃખથી તથા આફતમાં ફશીપડયાથી ફીકોફચ જેવો લાગતો હતો. તેને જે વખતે કોરટના બારણામાં દાખલ કર્યો તે વખતે થરથર કંપતો હતો અને આશપાશ નજર ફેરવવાંની સાથેજ તેના હોશ કોશ ઉડી ગયા; અને મનમાં બબડયો કે હાય! હવે મારૂં શું થશે? એમ કહી ઉંડો નિસાસો નાંખી પાંજરામાં ઉભો રહ્યો. વળી તેની નજર જુરરો તરફ પડતાં પોતાના બાપને જુરરમાં દેખીને ચમકયો. અને ભારે ધાસ્તીમાં આવી પડયો. તે મનમાં બબડયો કે નક્કી મારા પુરેપુરા બાર વાગવાના! હવે બચાવની આશા તદન નકામી છે. જરૂર આ ટાણે પણ પોતાનો ગુસ્સો પુરો કરવા ચુકશે નહીં. એટલું બોલી માથું નીચું કરી કટેરા ઉપર ટેકવી ઉભો રહ્યો.

મોતીલાલને કેદીના પાંજરામાં ઉભેલો જોઈ મગનલાલ જરા ચમકયો અને તેજ પળે તેના મોહ ઉપર ફીકાશ ફેલાઈ ગઈ. આ બનાવ, ફકત થોડીજ પળ રહેવા પામ્યો. તરતજ તે પોતાના અશલ ચહેરાપર આવી અદબ વાળી, ખુરશીની પીઠ પર પોતાનું શરીર નાખી મોતીલાલ ભણી ક્રુર દ્રષ્ટીથી એકી ટસે જોવા લાગ્યો. તે વખતના તેના દેખાવ ઉપરથી કોઈ એમ ધારેકે એને આ છોકરાની સાથે કાંઇ પણ લાગ વગ હશે નહીં.

સરકારી વકીલ મી. પેસ્તનજી પાંડએ મોતીલાલ ઉપરના આરોપને લગતી વીગત, ખુલાસાબંધ કહી બતાવી.

મોતીલાલને તેના બાપે ઘેરથી કાઢી મુકયા પછી અને તેના બાપે આપેલા પૈસામાંથી કેટલાક દીવસ સુધી તેને કોઇનો આશ્રય લેવાની જરૂર પડી નહી. પણ જેમ જેમ તેના પાસેના પૈસા ખુટતા ગયા તેમ તેમ તેને તેના પેટની ફીકર વધવા માંડી. પૈસા ટકા ખુટયા ને તે ભારે વિમાસણમાં પડયો અને મન સાથે વિચારવા લાગ્યો કે, હવે કોનો મારે આશ્રય લેવો? એવા વિચારમાં ચોપાટીના રસ્તાના ફુટ પાથ ઊપર ઉભોછે ત્યાં એક સોનેરી ટોળીનો નાયક રબરના પૈડા વાળી ગાડીમાં બેશીને આવ્યો અને જ્યાં આપણો મોતીલાલ ઊભોછે ત્યાંજ હવા ખાવાને માટે ગાડી ઊભી રાખવા હુકમ આપ્યો. થોડી વાર થઈ એટલે તેની નજર મોતીલાલ ઉપર

પછી. તેનો છોકરો ચહેરો ને કમરમાંથી બેશી ગયેલો અને કેડે હાથ દઇ ઉભેલાને ઘણી વાર સુધી ટીકી ટીકી જોઇ આખરે બોલ્યો. છોકરા અહી આવ. એ શબ્દ સાંભળતાની વારજ બીહીતો બીહીતો ને ધીરે ધીરે પગલે તે ગાડી આગળ આવ્યો; ને સલામ કરી અદબ વાળી ઉભો. તાલીઆરખાંએ પુછ્યું. છોકરા શા વિચારમાં ઉભો હતો? તારૂં બદન આમ કેમ ! મોતીલાલ આંખમાં આંસુ આંણી બોલ્યો, કાંઇ નહીં સાહેબ ! કહી નીચું મો કરી ઉભો રહ્યો.

તાલીઆરખાંએ કૃત્રિમ દયા દેખાડી કહ્યું. તું રડ નહી. તારે જે દુઃખ હશે તે દુરં કરીશ; ચાલ આંસુ લોહી નાખ. ગભરાઇશ નહીં. આવ, મારી ગાડીમાં બેશી જા.

ના સાહેબ ! મારા આવા હાલે આપની સામે બેસવા લાયક નથી. મહેરબાની કરી આપનું ઠેકાણું ઉતારો આપશો તો પુછતો પુછતો આવીશ.

છોકરા, કાંઇ ફીકર નહીં આવ બેશી જા. તાલીઆરખાંએ કહ્યું. જરાએ શરમાતો ના. એમ કહી હાથ પકડી તાલીઆરખાંએ મોતીલાલને પોતાની સાથેની બેઠક ઉપર બેસાડયો, અને ગાડીવાનને ગાડી હાંકવા હુકમ આપ્યો. ગાડી ચાલીને મોતીલાલ ને તેનો વૃતાંત પુંછવો શરૂ કર્યો. મોતલાલે પોતાનો સઘળો વૃતાત જરાએ જરા કહી દીધો અને પોતાનું નામ વટીક પણ જણાવી દીધું. તેના બાપનું નામ જાણવા તાલીઆરખાંએ ઘણી માથાકુટ કરી પણ તે એકનો બે થયો નહીં. આખરે તાલીઆરખાંનું ઘર આવ્યુ. ગાડી ઉભી રહી અને બંન્ને જણા ઉતરી ઘરમાં દાખલ થયા. તાલીઆરખાં કપડાં ઉતારી મખમલ જડેલા કોચ ઉપર જરા આડો થયો ને મોતલાલને આંગળથી ખુરશી બતાવી બેસવાં કહ્યું. મોતીલાલ તે પર બેઠો એટલે તાલીઆરખાંએ પોતાના હીંદુ ચાકરને બોલાવી મોતીલાલ માટે મેવા મીઠાઈ લાવવા હુકમ આપ્યો. મોતીલાલ ભુખ્યો હોવાથી કાંઇ પણ બોલ્યા વિના ચુપચાપ બેશી રહ્યો. ખાવાનું ચાકરે મુકતાં અને તાલીઆરખાંનો હુકમ થતાં ચપાચપ આવેલ થાળમાંથી ઉઠાવવા લાગ્યો.

આમ કેટલાક દીવસ ગુજાર્યા પછી મોતીલાલે તાલીઆરખાંને કહ્યું કે આપે અત્યાર શુધી મારા પર મોટી મહેરબાની કરીછે અને આ આપે કરેલો ઉપકાર કદી પણ વીસરવાનો નથી. હવેતો કાંઇ ઠેકાંણે નોકરી વળગાડો તો ઠીક કહેવાય. વગર મહેનતે આપના ઘેર ખાવું એ મને ઠીક લાગતું નથી.

તાલીઆરખાં ખુશી થઇ બોલ્યો, ઠીક છે? હું તપાસ કરી એક બે દીવશમાં નોકરીએ ચડાવી દઇશ. કાંઈ ફીકર કરવી નહીં. તેમ તારે કોઇ વાતનો મનમાં અંદેશો આણવો નહીં.

બહુ સારૂ મારા મહેરબાન! હું આપનો બહુ ઓશીંગણ છું. આપે મારા બાપ કરતાં પણ વધારે ફરજ બજાવી છે.

એ તો કાંઇ નહીં દરેક મનુષ્યનો ધર્મ છે કે દુઃખી માણસ ઉપર દયા કરવી.

બે ચાર દહાડા થયા એટલે તાલીઆરખાંએ મોતીલાલને સોહનલાલ અને પ્યારેલાલ સોલીસીટરની ઉપર ચીઠી લખી આપી. તે ચીઠી ઉપલી પેઢીમાં દેખાડતાંજ તેને ચીઠી લાવવા લઈ જવાનું કામ સોંપ્યું. તે ઉપરાંત ત્રીજોરીના ઓરડામાં કચરો પુંજો કાઢી સાફ સુફ કરવાનું કામ પણ તેના સ્વાધિનમાં કર્યું.

બે ત્રણ મહીના ગયા બાદ એક ખોટો ડરાફ તાલીઆરખાંએ મોતીલાલને સદરહુ પેઢીમાં વટાવા સારૂ આપ્યો. તે સાથે બોલ્યો કે તારી હોફીસમાંથી ચેકના ત્રણ ચાર ફારમ લેતો આવજે. આ બિચારા ભોળા ભદ્રીક નરનું મન તો ઘણું ખીજાયું, પણ તેના ઉપર કરેલાં ઉપકારને લીધે કાંઈ પણ આનાકાની થઇ શકી નહીં. સદરહુ ડરાફમાં પેઢીની સાથે લેવડ દેવડ કરનાર યશવંતરાવનું નામ ભરેલું હતું.

એક દીવસના સંજોગે યસવંતરાવ સદરહુ પેઢીની ઓફીસમાં કાંઇ કારણસર પધાર્યા અને વાત પરથી વાત નીકળતા સોહનલાલથી એટલું બોલઈ જવાયું કે તમારો લખેલો રૂ ૧૦૦૦) એક હજારનો ડરાફ શીકારી તેના નાણાં અમારા સીપાઈ સાથે પહોચતાં કર્યં છે. તે જમે કરવા ચોપડા લાવ્યા છો કે? આ સાંભળી યસવંતરાવ દીગમુઢ બની ગયો. અને થોડી પળ સુધી કાંઇ પણ બોલ્યો નહી. થોડી વારે જરા શુધ્ધીમાં આવી બોલ્યો, હું ડરાફ વિશે કાંઇ પણ જાણતો નથી. તેમ મારા ઘેર એક પાઈ સરખી પણ આવી નથી.

આ શું બોલો છો મારા સાહેબ! તમારી પોતાના હાથની સહીનો ડરાફ છે ને? વળી તમે મારા નોકરને આપીને બોલ્યો કે તારા શેઠને ડરાફ આપી કહેજે કે આના નાણાં મહેરબાની કરી મારા ઘેર પહોંચતાં કરે.

હમણા ચારેક દીવશથી તો હું આ તરફ આવતોજ નથી, ત્યારે ડરાફની તો વાતજ શી!!

જરા ગુસ્સેથી સોહનલાલ બોલ્યો, તમો આવા મોટા સદ્ગૃહસ્થ થઈને જુઠુ બોલશો, તો પછી ગરીબ બોલે તેમાં કાંઇ નવાઇ?!! એમ કહી પોતાના ટેબલમાંથી ચેક કાઢી જોઇલ્યોની તમારો ડરાફ! તમારીજ સહી છેકે નહીં ?

યશવંતરાવ ડરાફ આમ તેમ ફેરવી જોવા લાગ્યો અને પોતાની સહી જોઈ અચંબો પામ્યો, કેવા ઠગારા લોક! કહી ડરાફ નીચે મુકી ઉંડો નિસાસો મુકયો.

સોહનલાલ બોલ્યો, કેમ શેઠ હવે ખાત્રી થઇને ?

ફરી ડરાફ હાથમાં લઈ બારીક નજરથી પોતાના નામના અક્ષરોને જોવા લાગ્યો. કોઇક ઠેકાણે અક્ષરના મરોડ જોઇ અચરતીમાં આવી યશવંતરાવ બોલ્યો, મારા મહેરબાન! આમા તમે પુરેપુરા ઠગાયા છો. કાઢો મારી સહી અને આ કાગળીઆ સાથે સરખાવી જોવો. તરતજ યશવંતરાવની સહીઓના કાગળ કાઢી અક્ષર મેળવતાં કાંઈક ફેરફાર માલમ પડયો. અને તે સાથે પોતે ઠગાયો છે એમ પોતાના મન સાથે નકી થયું.

સોહનલાલે પ્યારેલાલને બોલાવી ડરાફની ઠગાઇની સઘળી વાત કરી અને તરતજ મોતીલાલને બોલાવી તેને ડરાફ કયાંથી લાવવાની વાત પુછવા માંડી. એના જવાબના ગલાં તલાં સાંભળી તથા બે ચાર વખત ડામીજોની સાથે ફરતો જોયેલો તેથી તેના પર પુરતો શક આવ્યો. અને તેજ પળે તેની જડતી લેતાં સદરહુ ઓફીસના ચેકના પણ ચાર ફારમ નીકળ્યાં. જેના ઉપર સોહનલાલ અને પ્યારેલાલની આબેહુબ સહીઓ કરેલી હતી અને તેમાં રૂપૈઆની રકમોના આંકડા પણ ભરેલા હતા. પણ ઇશ્વરઇચ્છાથી એટલું સારૂં હતું કે તે ચેક વટાવવામાં આવ્યા નહતા. તરતજ પોલીસને બોલાવી ભોળા બિચારા મોતીલાલને તેના સ્વાધીન કરવામાં આવ્યો. બીજે દીવસે માજીસ્ટ્રેટ પાસે કેશ ચાલતાં કેટલીક આજુબાજુની જુબાની લઇ કેશનું ભારે રૂપ જોઇ સેસન કમીટ કરવામાં આવ્યો; જેને આપણે પાંજરામાં ઉભેલો જોઇ ગયા છીએ.

કોરટના શીરસ્તેદારે મોતીલાલને પુછ્યું તારે કાંઇ તારા બચાવમાં કહેવું છે? આ સાંભળી આંખમાંથી ડડક ડડક આંશુ સરતાની સાથેજ ના કહેતાને વાર ધુસકે ધુસકે રોવા માંડ્યો.

આ બનાવ જોઈ કોરટને દયા આવવાથી ધારાના એક હીમાયતીને તેનો બચાવ કરવા ઉભા રહેવા હુકમ કર્યો. એક દયાળુ બારી-

સ્ટરે તેનો બચાવ કરવાનું માથે લઇ તેને તેના ગુના વીગેરેની હકીકત પુછી પુરતો વાકેફ થયો.

તેની સઘળી હકીકત સાંભળી કોરટને જણાવ્યું કે તોમતદાર પોતાના ઉપર મેલવામાં આવેલા વાંકનો ઇનકાર કરે છે.

આ સાંભળી મગનલાલ ઘણુ ખીજવાયો અને પોતાની પાસે બેઠેલા જુરીના ઉપરીને કહેવા લાગ્યો કે નકામો વખત શા માટે કહાડવામાં આવે છે ?

જુરીના ઉપરીએ મગનલાલને સવાલનો જવાબ આપ્યો કે મને પણ એમજ લાગેછે, પણ ફીકર નહીં બંધવાને કાંઇ તક આપવી જરૂરની છે.

ફરીયાદી તરફના બારીસ્ટરે સાક્ષીઓ બોલાવ્યા ને ખુલ્લે ખુલ્લું પુરવાર કીધુંકે બંધવો તકશીર વાર છે. તેની મુખ મુદ્રા જોઈ તે બારીસ્ટરે વધારામાં એટલું જણાવ્યું કે તે કોઇ મોટા તાલમબાજના હાથમાં સપડાઇ જઇ તેની સલાહથી આ ગુનો તેના હાથે થયેલો હોય એમ જણાય છે. કોઇની સલાહ વિના ગુનો કરે એવું મને લાગતુ નથી! એટલું કહી પોતાની બેઠક ઉપર બેશીગયો.

હવે મોતીલાલના બચાવના બારીસ્ટરે જાણ્યું કે આમાં સામા પક્ષવાળાની જુબાનીઓ તોડી શકાશે નહીં. ત્યારે ઉંડો વિચાર કરી મન સાથે બંધ બેસતો વિચાર આવતાં ઉમંગથી ખુરશીમાંથી ઉભો થઇ કોરટને અરજ કરીકે મને બંધવા તરફથી કહેવામાં આવ્યું છે કે, થોડા મહીનાની વાત ઉપર આ બંધવાને તેના ઘરમાંથી બહુ નિરદય પણે તેના બાપે પોતાનો હુકમ તોડવા બાબત કાઢી મુક્યો હતો. બંધવાનો બાપ મોટો તવંગર છે. હું ભાર મુકી જણાવું છું કે, આ વાંક સર એ છોકરાને નહીં, પણ તેના બાપને તપાસ કરવા માટે ઉભો કરવામાં આવવો જોઇએ.

આ શબ્દો મગનલાલને બહુ ભારી થઈ પડયા બંધવાના બારીસ્ટરે પાછું બોલવાનું શરૂ કરી કોરટ અને જુરીના ગૃહસ્થોને જણાવ્યું કે, બંધવાને નિરદોષ ઠરાવી છોડી દેવો જોઇએ. કારણકે બંધવો ભુખ મરાની અણી ઉપર હતો ત્યારે તેને એક સખસ મળી ગયો હતો. (જેનું વર્ણન આપણે આગળ આપી ગયા છીએ) જેની હકીકત મને એને કહેલીછે અને તે સખ્સ ને આ કામમાં કોઈબી વખત બોલાવવોજ પડશે; તેને પોતાની મતલબ સાધવા માટેજ આ છોકરા ઉપર દયાનું ડોળ દેખાડયું હતું; અને તેને સારી રીતે ખવાડી

પીવાડીને પોતાના વશ કરી લીધો હતો. તેને નામ બદલી ફરીયાદી ની પેઢી ઉપર બંધવાને નોકરી આપવા ચીઠી લખી આપી હતી અને તેના ફરમાવ્યાથીજ બંધવે ચેકની ચોરી તથા ડરાફ વટાવવાનું કામ કર્યું હતું. બંધવા ઉપર કરેલા ઉપકારથી આ ખરાબ કામ કરવા તેનાથી ના પડાઇ શકી નહી. આ છોકરો પ્રમાણીક તથા પરમેશ્વરનો ડર રાખી ચાલનારો છે, તેનો ખાસ મજબુત પુરાવો મારી પાસે છે. તેના ક્રુર બાપે રમતો મુક્યો તોપણ તેને પોતાના શત્રુ પિતાનું નામ નીશાન કોઈ પણ ઠેકાણે જણાવ્યું હોય એમ લાગતું નથી, તેમ મેં પણ તેના બાપનું નામ જાણવા કરેલી મહેનત ફોગટ ગુમાવીછે. મારા બાપની આબરૂને, કલંક બેસે તે માટે હું તે નામ જણાવવા ઘણોજ દીલગીર છું. અને મહેરબાની કરી હવેથી તે નામ પુછવા માથા ફોડ કરશો નહીં. એવા બોલ વારે વારે મોટા નિસાસાની સાથે બોલતો હતો. ગૃહસ્થો! હવે મને વધારે બોલવાની કાંઇ જરૂર નથી, પણ છેવટે હું એટલુંજ કહુંછું કે, બંધવાનો બાપ જેને હું ખરો આરોપી ગણું છું તેને સાક્ષી તરીકે બોલાવવામાં આવે તો તેની જુબાની લઇને ઉલટ પાલટ તપાસ કરવાથી મને સંતોષ મળે. એ પ્રમાણે ભાષણ કરી તે બેશી ગયો.

જડજે તે પછી મુકરદમાનો સાર જુરીના ગૃહસ્થોને કહી સંભળાવ્યા બાદ તેઓ વિચાર કરવા લાગ્યા. તેઓએ પોતાનો અભિપ્રાય એકદમ આપવાની ના પાડી; કારણકે સઘળાઓ એક મત થયા નહીં હતા.

મગનલાલ જુરીની તકરારમાં ભળ્યો નહીં હતો, તેને એક કાગજના કટકા ઉપર, અપરાધી, ફકત એટલા અક્ષર લખી તે કટકો ફોરમેનના હાથમાં મુકયો.

કેટલીક વાર થયા પછી પાછું જડજ સાહેબે પુછ્યું કે કેમ ગૃહસ્થો તમે શું કહોછો?

ફોરમેને આ સવાલના જવાબમાં જણાવ્યું કે અમે એક મત થઇ શકતા નથી.

આ સાંભળી જડજે જણાવ્યું કે ત્યારે તમો બધા ખાનગી ઓરડામાં જાઓ અને તમે તમારો મત એકત્ર કરી આંહી આવો.

જુરીના સર્વે માણસો ઉઠી જડજ સાહેબના કહેવાથી ખાનગી ઓરડામાં ગયા અને ત્યાં એક બીજાનો મત પ્રકાસવા લાગ્યા.

મી. કાવશજીકાકા જુંરરોના મતથી જુદા પડી બંધવાને નિરપરાધી ગણતા હતા. તેથી ફોરમેન બોલ્યો, શેઠ, તમે હવે જુદા ના

જેઓ સઘળા એકત્ર થઇ ગયાછે. ફકત તમો જુદા પડી બધાને ખોટા કરોછો, માટે હવે તમે તમારી હઠ છોડી દઈ સર્વેના ભેગા ભળી જાઓ તો સઘળાનો છુટકો જલદી થાય. આપણે તેને તકસીરવાર ઠરાવવા બંધાયેલા છીએ; અને દયા આણવાનું કામ જડજ સાહેબનુ છે, માટે તે વિશે સાહેબને આપણે અરજ કરીશું.

દયા શબ્દ સાંભળી મગનલાલનો પીતો ઉછળયો ને કઠોર અવાજે બોલ્યોકે, ખરેખર એ છોકરો અપરાધી છે અને તેને કાયદો તોડયો છે માટે તેને સજા થવીજ જોઇએ. ગુનેગાર ઉપર દયા દર્શાવવી એ સામાને સુધારવાનો નહીં પણ બગાડવાનો રસ્તો છે. આગલા જમાનામાં ખોટી સહી માટે સાબીત થતાં ફાંશીને લાકડે બોરવતા. પણ બંધવો પુરો ભાગ્યશાળી ને દીર્ઘ આયુષ્યવાન કે જેથી એ સજા રદ થઈ છે.

આવા નિર્દયતાના વેણ સાંભળી કાવશજીકાકા રાતા પીળા થઈ મગનલાલ તરફ જોઇ બોલ્યા કે, તમને શરમ છે? ! હુ પાક પરવરદીગારના શુકરાના કરૂં છું કે, તેવા ભયંકર દીવસ વહી ગયા છે તમારે ખુદાનો પાડ માનવો જોઇએ કે તમને એવા કરપીણ બાપના પાને પડવા દીધા નથી. હું છાતી ઠોકીને કહુંછું કે એ છોકરાને ગુંનેગાર ઠરાવી શકાય નહીં. કાવશજી કાકા, આટલેથી અટકયા નહી. વળી તેમણે આગળ ચલાવી કહ્યુંકે, સાહેબો! મારે તમને એટલીજ અરજ કરવાની છેકે, જે કંગાલ અને ક્રુર સખ્સે આ બંધવાને રઝળતો કર્યો તે તરફ લક્ષ દઈ દયાની ખાતર તેને છોડી મેલો. તેની નહીં તો તેના બાપની દયાની ખાતર છોડી મેલવો જરૂરનો છે, કારણ કે જે આ છોકરાને સજા થશે તે કરતાં પણ વધારે સજા એ કરપીણ બાપ ખુદાને ઘેર જશે ત્યારે તેને ભોગવવી પડશે. શું તે નિર્દય બાપ ખુદા આગળ દયા મેળવી શકશે? એ વાકય ભાર દઇ બોલી મગનલાલના ખભા ઉપર હાથ મુકી પોતાનું મુખ તેના મુખ ભણી કરી બોલ્યા, મહેરબાન! તમને કાંઇ છોકરાં છે કે?

મગનલાલે ધ્રુજતે અવાજે હા કહી. કાવશજી કાકાના તરફથી તેના ઉપર આવો હુમલો કરવામાં આવશે એવું કાંઈ પણ તેના મનમાં ધાર્યું નહોતું. ઉપલા સવાલથી તેના કઠણ હૃદય ઉપર મજબુત ફટકો પડયો.

કાવશજીકાકાએ ફરી પીંજણ ચલાવી મગનલાલ ભણી જરા ભમરાં ચડાવી બોલ્યા, તમને છોકરાં છે એ વાત માનવી મને લગાર

મુશ્કેલ લાગેછે. કારણ કે જો તમોને છોકરાં હોયતો તે પ્રતેના પ્રેમનો અનુભવ થયેલો જોઇએ, તે તમારામાં કાંઇ દીસતો નથી. જો તે ફરજ તમને ખબર હોયતો તમે આ છોકરા પ્રત્યે આવી કઠણ વર્તુણુક ચલાવો નહીં. જેવું તમારા છોકરા ઉપર તમારૂં અંતઃકરણ ખેંચાય છે તેવી રીતે તમો આની ઉપર દયા લાવવા તમારા મનને કહો.

આ સાંભળી મગનલાલે પોતાના બંન્ને હાથે પોતાનું મોહોઢું ઢાકયું. અને હવે તેના અંતઃકરણમાં દયાએ પ્રવેશ કર્યો. કાવશજીકાકાના વચન બાણથી તેનું અંતર ભેદાયું અને આસ્તે આસ્તે રહેમ રૂપી ઝરો વહેવા લાગ્યો. રહેમ ઝરાથી તેનું મન ભીજાયું. જેમ જેમ મન ભીજાતું ગયું તેમ તેમ તેનો સ્વભાવ બદલાતો ગયો.

કાવશજીકાકા, બીજા જુરીઓ ભણી ફર્યા ને બોલ્યા, કે મીત્રો, હું તમારી પાસેથી માફી માગી લઉછું કે તમે આ છોકરાને બીન તકશીર વાર ઠરાવો અને તેને સુધરવાની તક આપો. તેના બાપ જેવા નહીં થાવો. તેની ક્રુરતાનો બદલો ખુદા તેને જહાનમમાં જરૂર આપશે. આતો શું પણ એવું કોઇ પણ કામ કરતા નહી કે, બીજાના કયામતના પાપ પુન્યના ઇનસાફ વખતે આપણે નીચું મોઢું રાખવું પડે. ઈનસાફની સાથે દયાને ભેળવી દયો, અને આ છોકરાને છોડી મેલો. આ શીવાય હવે હું બીજું કાંઈ કહેવા માગતો નથી.

જુરીનો ફોરમેન ચુપ ચુપ આ વૃતાંત સાંભળતો હતો તે બોલી ઉઠયો કે કાવશજીશેઠ! તમે અજાયબ જેવી રીતે બંધવાની હીમાયત કરો છો ? મગનલાલના મત સાથે મળતો થઈ કહુંછું કે, એ છોકરાએ અપરાધ કીધો છે, અને તેને તકશીર વાર ઠરાવવાની આપણી ફરજ છે. દયા દેખાડવી એ કામ જડજ સાહેબનું છે; આપણું નથી. ફક્ત આપણે તેની તરફ દયા કરવાની ભલામણ કરી શકીએ. અત્યાર સુધી મોંહ ઢાંકી મગનલાલ બેશી રહ્યા છે

ીન તરફ ફરી તેને પુછયું, કેમ સાહેબ? તમારા જીવને કાંઈ અસુખ થયું છે કે શું ?

આ શબ્દ સાંભળતા વારનેજ મગનલાલે મોંહ પરથી બંન્ને હાથ ખશેડી નાંખ્યા. અને મગનલાલનો ચહેરો ઉદાસજોઈ વળી ફોરમેને આગળ ચલાવ્યું કે, મી. મગનલાલની તબીયત બગડી આવી છે. કેમ ચાલો, આ બાબતનો ફેડચો કરી નાંખી આપણે આપણે ઘેર જઇએ. કાવશજી શેઠ! ફક્ત આપના શીવાય બીકીના બધા બંધવાને ગુનેગાર, એવો શબ્દ બહાર નીકળ્યા પછી આગળ બોલતાં અટકાવી

મગનલાલ બોલ્યા નહી, નહી.

ફેરમેને અજાયબીથી પુછ્યું. શું તમે પણ કાવસજીશેઠની તરફ ખેંચાઈ ગયા કે ?

મગનલાલે ઉંડો નિશ્વાસ નાંખી ગ્લાની મુખે કહ્યું કે હા. પ્રભુ મને માફ કરે અને સહાય થાય. હુંજ તે સદ્‌ગુણી અને મારા કુળ દીપક છોકરાનો બાપ છું. કાવશજીશેઠ જે બોલ્યા છે તેજ ખરૂં છે. મેં નિર્દયેજ નિરપરાધે તેને ઘરમાંથી કાઢી મુકયો હતો, અને મેંજ મારી ફરજ બજાવવામાં મોટી ભુલ કરી છે. હું તમો સઘળાઓ પાસે કાલાવાલા કરી માગી લઉ છું કે તેને કૃપા કરી છોડી મુકવો જોઈએ. આ શબ્દો ઉચારતાની સાથેજ આંખમાંથી આંશુંની ધારા વહેવા લાગી અને તેના જોસથી તેનું કઠણ હૈયુ પિંગળી ગયું

મગનલાલના ઉપર મુજબ શબ્દો સાંભળી બધા સ્તબ્ધ થયા અને ઘણી વાર સુધી તેઓમાંથી કોઇએ કાંઇ પણ ઉચાર કર્યો નહી. થોડી વારે કાવસજીકાકા બોલ્યા કે આપણે શું અભીપ્રાય આપવો ? સઘળા એકે અવાજે બોલ્યા કે આપણે તેને નિરઅપરાધી જાહેર કરવો. આ વિચાર નકી કરી સૌ ઉભા થયા ને ઓરડામાંથી બહાર નીકળી જડજ શાહેબની પાસે આવી પોત પોતાની જગો ઉપર બેશી ગયા. સર્વ બેઠા પછી જડજ સાહેબે પુછ્યું કેમ શા ઠરાવ ઉપર આવ્યા ?

ફેરમેને જણાવ્યું કે સઘળાની નજરમાં તે બંધવો નિરપરાધી ઠરે છે અને તેઓના મતને હું મળતો આવું છું.

દયાળુ જડજે સર્વના મતમાં ભળી જઈ મોતીલાલને બંધનમાંથી મુકત કરવા સીપાઇને હુકમ આપ્યો. હુકમ થવાની વાર મગનલાલ પોતાની જગાએથી ઉઠી મોતીલાલને કોટી કરી. આ દેખાવ જોઈ સઘળી કોરટ દંગ થઇ ગઈ અને અનેક પ્રકારના મન સાથે વિચાર કરતા સર્વ વિખરાઇ ગયા.

ઘેર જઈ મગનલાલે પોતાના દીકરાને કહ્યું બેટા ! મારી મુર્ખાઇનું ફળ તને ભોગવવું પડયું છે. હવે મને ઘણો પસ્તાવો થાય છે. મેં મોટી ભુલ કરી તેનું હવે મને ઘણું લાગે છે. મારા પ્રત્યે રોષ રાખીશમાં.

મોતીલાલ બોલ્યો. બાપા ! એમાં તમારી જરાએ કસુર નથી. મેં મારી આડાઇનું ફળ ભોગવ્યું છે. તમારો હુકમ માન્યો હોતતો મારી આ દશા ના થાત. આમ કરી આપે મને ખરે ખરી શીખામણ

આપી છે. તેવી રીતે માબાપોએ પોતાના છોકરાં પ્રત્યે કરવું એ તદન વ્યાજબી છે; અને છોકરાં સુધારવાનો ખરો રસ્તો છે.

શાબાશ ! મારા વાહાલા પુત્ર શાબાશ ! તારા જેવા કુળ દીપક પુત્ર સૌને હજો. તારૂં મુખ જોઇ મારો હર્ષ ઉભરાઇ જાયછે. વહાલા! તું આમ શી રીતે સપડાયો ?

મોતીલાલે પોતાના બાપના આગ્રહથી ઘરમાંથી જે ઘડીએ કાઢી મુકયો તે ઘડીથી કોરટમાંથી છુટો થયો ત્યાં સુધીની વાત અથથી ઇતિ સુધી રજે રજ કહી બતાવી. મગનલાલ આ સાંભળી ધ્રુસકે ધ્રુસકે રોયો. આંસુની ધારા વહેતી સહીત બોલ્યો, ઓહો! આટલું બધું દુઃખ ! ધિક્કાર છે આ તારા કરપીણ બાપને ! તારા પર કરેલા જુલમનો જવાબ પરમેશ્વર આગળ હું શું દઇશ ?

બાપા ગભરાશો નહીં, આંશું લોહી નાંખો, આમ બાળકની પેઠે શું કરોછો? તમે જરાએ ગુનેગાર નથી અને પરમેશ્વર તમારા કરેલા કામ તી રાજી થશે. જો આમ તમે ના કર્યું હોત તો મારી અકલ ઠેકાણે ના આવત.

મગનલાલ આ તેના બોલ સાંભળી અતિ પ્રશન્ન થયો અને જમવાનો વખત થવાથી બાપ દીકરો બન્ને જમવા માટે ઉઠયા.

આ વાર્તાનો સાર એ છે કે જે છોકરાંઓ પોતાના માંબાપનાં હુકમમાં નથી રહેતાં તે આ વાર્તાના નાયક મોતીલાલની પેઠે ભારે મુશ્કેલીમાં આવી પડી મોટા દુઃખના ભોગ થઈ હાલ હવાલ બની વગર મોતે મરે છે. જેના વિશે સરકારે બીજી ચોપડીમાં પાડાની વાત આપેલી છે. માટે છોકરાંએ પોતાનો ધર્મ સમજી માબાપના કહ્યામાં રહેવું અવસ્ય જરૂરનું છે.

જે બાપ થોડા ગુનાને માટે અવિચાર પણે મોટી શીક્ષા કરે છે તેને મગનલાલની પેઠે પાછળથી પસ્તાવો કરવો પડે છે. છોકરાંઓ નો ગુનો સમજી તે પ્રમાણે ઘટતી સજા કરવાથી માઠાં પરીણામ નિપજવાનો સમય આવશે નહી.



પાનારીકા યાર, સદા ખુવાર; કાંકાકા ઠિકાના, જુતિકા માર.

# સતિ નિમળા.

વડોદરા શહેરના પાણી ા દરવાજા ઉપરના મોટા ઘડીઆળમાં ત્રણ વાગ્યાનો ટકોરો થયો તેના પડઘા હજુ સંભળાતા હતા અને તે અવાજ ઘોર નિંદ્રામાં પડેલા શેહેરીઓ ઉપર ભયંકર ગર્જનાની માફક થતો હતો. પુર્વમાં આકાશમાં દેખાતાં વાદળાંઓની કાળી રેખાની કીનારીઓ પર આગાહી આપનારો ઉજાશ ઝાંખો ઝાંખો દેખાતો હતો છતાં; વડોદરા શેહેરના વિશાળ મોહોલ્લાઓમાં સઘળે ઠેકાણે અંધારૂ અને શાંતી પથરાયેલી હતી. ફકત શરીયામ રસ્તાપર અને ગલીઓના નાકા ઉપર સરકારી ફાણસોની દીવાબતી ા ઉજાસ જતા આવતા નરનારીઓને રસ્તો સુચવતા હતા.

આ સમય પહેલા થોડા કલાક અગાઉ સરકારે બંધાવેલી નાટકશાળામાં પ્રેક્ષકોનો ભારે કોળાહળ સાથ હસવા અને તાળીઓનો અવાજ આવતો તે પણ આ વખતે તદન બંધ થઈ ગયો. ફકત પવનથી હાલતા પાંદડાના ખડખડાટ અને કંશારીઓના કઠોર અવાજ શિવાય કાંઈ પણ સંભળાતું નહીં હતું. તે સાથે ગાડી ચાલવાનો અવાજ ભળતાં પથરાયેલી શાંતીમાં કાંઈ ખલલ પડવા લાગી, એ ઘોડા જોડેલી ગાડી પુર ઝડપથી દોડતી દુરેથી આવતી હતી તેના પૈડાનો ખડખડાટ જે સંભળાતો હતો તે ગાડી એક સુંદર મકાન આગળ આવીને એકાએક ઉભી રહી, અને તેના ઘો ા ચોંકીને પાછલા પગ ઉપર ઉભા થયા.

ગાડી હાંકનારે ગાડી અટકાવી કે તુરતજ બીજો ઘોડાવાળો જે પાછળની સીટ ઉપર ઉભો હતો તે એકદમ નીચે કુદી પડયો અને તે ઘરના પગથીઆં ઉપર ચડીને ઘણી વાર સુધી કમાડનું મજબુત કડું ખડખડાવ્યું. થોડા વખતમાં એક ચાકર બતી લઈ કમાડ ઉઘાડવા આવતો હોય એવું કમાડની ફાટમાંથી આવતા ઉજાશથી માલમ પડયું. ચાકર દરવાજો ઉઘાડી ઝોકાં ખાતો બહાર આવ્યો એટલે ઓટલા ઉપરથી નીચે ઉતરી ઘોડાવાળાએ આમ તેમ નજર ફેરવી કોઈ આવતું જતું નથી એમ પકી ખાતરી થવાથી ગાડીનું બારણું ઉઘાડી ધીમેથી બોલ્યો, સાહેબ! ઉતરી પડો આશ પાશ કોઇ નથી.

તે સાંભળી એક કદાવર અને ઉંચો તેમજ મોટા અમલદારના યોગ્ય પોશાક પહરેલો ગૃહસ્થ ગાડીમાંથી બહાર નીકળ્યો. આ વખતે તેને પોતાના હાથમાં એક સુંદર નવ યૌવના ધરેલી હતી જેણી તે વખતે બેશુદ્ધ હાલતમાં હતી તે સાથ્સ એક બળવારમાં પોતાના ભવ્ય મકાનમાં સુંદરી સહીત દાખલ થયો. અને સારી રીતે શોભાયમાન

તથા ચીનાઈખાનું અને ઉંચા કીસમના ફરનીચરથી શણગારેલા નાના અને નાજુક ઓરડામાં દાખલ થયો કે તરતજ હાથમાં ધરેલી સુંદરી ને એક શુશોભીત અને નરમ કોચમાં સુવાડી. તે નીરજીવ પુતળાની માફક કોચપર પડી રહી, તે વખતનો દેખાવ એક મુવેલા માણુસના જેવો લાગતો હતો. તેણીના હાથ તેની કોમળ છાતી ઉપર વાળેલા હતા, તેથી તેણી ઇશ્વર ભકતી કરતી હોય તેવું દીસતું હતું. તેણીનો દેખાવ, તેણીની મોહ પમાડનારી ખુબસુરતી, અને તેણીનો સફેત સુંદર પોશાક કોઈ પણ જોનારને છક કરી નાંખે તેવો હતો. ત્યારે તેની બાજુએ ઉભેલો અને તેણીનું સુંદર મુખ નિહાળતો સખશ જુદાજ પ્રકારનો દેખાવ દેતો હતો. કોચ ઉપર સુતેલી સુંદરી નાજુક લાગતી હતી ત્યારે તે સખશ ઉંચો અને કદાવર લાગતો હતો. તેના કાળા અને લાંબા વાળ છુટા ફેલાતા હતા; અને તેના ફીકા ચહેરા ઉપર શેજ ઉદાસી જણાતી હતી. તે સખશ બીજો કોઈ નહી પણ મોટો હોદ્દો ધરાવતો અને લોકમાં વખણાયેલો સામતરાવ હતો. જેને સામા માણુસને પોતાના વશ કેમ કરવું એ વિશેની વશિકરણના નામે ઓળખાતી વિદ્યાના સબંધમાં એક પુસ્તક થોડા અરસાની અગાઉ બહાર પાડી આખા રાજદ્વારી મંડળ અને પ્રજા વર્ગમાં ચર્ચાનો જન્મ આપ્યો હતો. આ અવસરે તે ઉંડા વિચારમાં ઉભો હતો. અને તેની આંખ સામી પડેલી સુંદરીને ટીકી ટીકી એકી નજરે નિહાળતો હતો. તેવામાં તે સુંદરી બાળાને સેજ હીલતી જોઈ તે સાવધ થયો.

તેણી હુશિયારીમાં આવતી હતી અને આંખ ઉગાડતાં વાર પોતાને અજાણી જગ્યામાં સુતી જોઈ ભારે અજાયબીમાં આવી તેણીએ પોતાની નજર આશપાશ ફેરવતાં તેણીની નજર કોચ પાસે ઉભેલા સામતરાવ ઉપર પડી. તેને જોઈ પળવાર સ્તબ્ધ બની ઉંડા વિચારમાં ઉતરી પડી. થોડી વારે તેણીએ પોતાની આંખ, ઉભેલા સખસ સામે ફેરવી ખીજવાઈને પુછયું કે, સરદાર સામતરાવ? આ શું? મને અહીંઆ કોણ લાવ્યું?

સ્મિત હાસ્યથી સામતરાવ બોલ્યો કે, કેમ ગભરાઓ છો? એ કામ મારૂં છે વાહાલી!! ત્રણ કલાકની વાત ઉપર જ્યારે નાટક ખલાસ થયું અને તમે નાટકશાળા બહાર નીકળી તમારી ગાડીમાં બિરાજી તમોએ ગાડી ચલાવવા હુકમ આપ્યો કે મારી ગાડી તમારી પાછળ વહેતી મુકી. આગળ જતાં આપણી બે ગાડીઓ શિવાય કાંઈ પણ નજરે ન પડયું ત્યારે મારા ઘોડાવાળાને તમારી ગાડી પાસે મારી ગાડી લાવવા હુકમ આપતાની સાથે તમારી ગાડીની અડોઅડ મારી

ગાડી હાવી મુકી કે મારા ઘોડાવાળાને ઇશારાથી સમજાવતાં તેણે તમારા કોચ મેનને નીચે ગબડાવી મુકયો. જેવો ધબાકો સંભળાયો તેવોજ હું મારી ગાડીનું બારણું ઉગાડી તમારી ગાડીમાં પ્રવેશ કરવા તમારી ગાડીનું બારણું ઉઘાડી તેમાં પ્રવેશ કર્યો. તે વખતે તમો સેજ નિંદ્રાને આધીન હતાં. તે તકનો લાભ લઈ મારા ગજવામાંથી એમોનીયાની શીશી કાઢી તરતજ તમારા નાક આગળ ધરી. દમ લેતાંની સાથેજ તમો બેભાન થઈ તમો તમારી બેઠકની ગાદી ઉપર પડતું મુકવાની તૈયારીમાં હતાં તેટલામાં તો મેં મારા કઠોર હાથથી આપનું મૃદુ અને સુંદર શરીર ઉચકી મારી ગાડીમાં બેશી ગયો કે ઈશારો કરતાં તરતજ ગાડી ધમકાવી મુકી. પળવારમાં ભવ્ય મકાન આગળ ઉતારી મુકયાં. તેના આ ખુલ્લા એકરારથી આ બાળાને ભારે ભય લાગ્યો. તે છતાં દમમાં ને દમમાં તે બોલીકે તમને ખબર છેકે આ કામ કરી તમે મહારાજાના મોટા ગુન્હેગાર થયા છો. કાયદો તોડયાની તમને શું શિક્ષા થશે તે વિચાર કર્યો ?

સામતરાવે બે દરકાર પણે દીવાસળીની પેટી ઉપર જોરથી સળી ઘશી તેના દીવા વડે કાગળની બીડી સળગાવતાં જવાબ આપ્યોકે હા ! સુંદરી ! તેની મને બરાબર અને પકકી ખબર છે. તમે તેના વિષે જરાએ ચિંતા રાખશો નહીં, ને લગારે ગભરાશો નહીં. તમારી મહેરબાનીથી તમારો મોટો ઉપકાર માનું છું. તમારા જેવી સુંદરી ભાગ્યેજ હાથમાં આવેછે.

આ સાંભળી વિમળા સુંદરી નહીં ગભરાતાં ગુસ્સાથી બોલી કે, હું તમને ચેતવણી આપું છું કે આ તમારા પાપી કૃત્ય માટે તમારા ઉપર મારે ફરીયાદ કરવાનો ઈરાદો છે.

તિરસ્કાર ભરેલી રીતે સામતરાવે કહ્યું, ઠીક ! મને તેની વિશે કાંઈ પણ ચિંતા નથી.

શું તમને ધાસ્તી નથી લાગતી ? તમે આ શું કહોછો ? અચરીતથી વિમળાએ પુછયું.

એક વખત એક પક્ષીને પાંજરામાં બંધ કીધા પછી હું તેને છોડી મુકું એવો હું મુરખ નથી. સામતરાવ ગુસ્સાથી બોલ્યો.

ત્યારે શું તમે એમ ચેતાવવા માગોછો કે મારી મરજી ઉપરાંત મને આંહી રોકી રાખવાનો તમે ઠરાવ કીધો છે ?

ખચીતજ.

આ બોલ સાંભળી વિમળા દીંગ થઈ ગઈ અને કાંઈ પણ

બોલી શકી નહીં. થોડી વાર થયા પછી બોલી કે મને અહીંઆં લાવવામાં તમારી શું મતલબ છે ?

સામતરાવે હવે ધીમેથી કહ્યું કે; પ્યારી મનમોહના તમારી સાથે કાંઈક સબંધ બાંધવા ઇચ્છુંછું. શું તમારૂં સ્વરૂપ! અને મનમોહક ચહેરો! ચંપકવરણી જોઈ કોનું ચીત ન ચળે ?

વિમળા, આ સાંભળી ગુસ્સાથી બોલી, મને આંહી લાવવાનું કારણ હું સમજી. તમારી તે બુરી નેમમાં તમો કદી પણ ફાવનાર નથી સમજ્યા ?! જેને મેં મારૂં તનમન સોંપ્યું છે તેનીજ હું થઈ ચુકી છું. હવે કોઇની, કદાપી કાળે થનાર નથી એ ખચીત સમજજો.

આ સાંભળી સામતરાવ ચીરડાઇને બોલ્યો. ગમે તેમ હોય! અગર તારી મરજી હોય યા નહીં હોય તોપણ તને મારી કરવાનો કરવાનો ને કરવાનોજ !! પાંજરે પડેલું પંખી હવે કયાં જવાનું છે ? ભલેને ફડફડાટ કરે.

જરા શાંત થવાનુંજ ડોળ કરી વિમળા બોલી, શું તમે મારી મરજી વિના મારા અંગને સ્પર્શ કરી શકશો ? મને આશા છે કે તમો તમારી બુરી નેમમાં નિષ્ફળ ઉતરશો.

નરમાશના બોલો સાંભળી સ્મિતહાસ્યથી સામતરાવે જવાબ આપ્યો કે મારી દીલદાર! ચિત ચોરક! તમે ભુલ કરોછો! તમને હું મારા મેસમેરીઝમના પ્રયોગથી ઉંઘમાં નાંખી એક પાળેલા પશુવત બનાવીશ. આમ સાંભળતાંની સાથેજ વિમળા ગભરાટમાં પડી. તે તકનો લાભ લઈ સામતરાવે આગળ ચલાવ્યું કે, વાહાલી! તમારા ઉપર મેસમેરીઝમનાં પ્રયોગ અજમાવ્યાથી તમો તદન નાદાન જેવી બની જશો; જેથી તમારા મન ઉપર તમારૂ કાંઈ પણ ચાલશે નહીં. એવી રોતે તમોને તમારી મરજી ઉપરાંત મારી નેમમાં ફતેહમંદ થઈશ એટલુંજ નહી, પણ જો હું ચાહું તો તમારા હાથેજ તમારા પતિનું ખુન કરાવી શકું. એ છેલ્લું વાક્ય ક્રોધથી લાલચોળ બની ભારે દમામથી સામતરાવે કહ્યું. આ ભયંકર દેખાવ જોઇ વિમળા ઘણી ગાભરી બની ભયની મોટી ચિચીઆરી મારી કરગરીને કહેવા લાગી કે, ઓ ઇશ્વર મારીપર દયા કર. મારી લાજ તારા હાથમાં છે. આ કામીના મનમાંથી નિચવૃતિ દુર કરો.

ખુની જેવો દેખાવ કરી સામતરાવ બોલ્યો કે કેમ! મારી મરજીને તાબે થવું છે કે નહીં ? કેમ મારો ઇલાજ અમલમાં લાવું?

આ શબ્દ સાંભળી વિમળા પોતાના હાથે પોતાનું મોં દાબી

ડચકાં ખાતાં નહીં, મારાથી એ નહીં બની શકે! હું જેને પંચ ક્ષમ સ્ત વરી ચુકીછું તેના શિવાય સ્વપ્નમાં પણ અવરને ઇચ્છવાની નથી નથી ને નથી.

આમ સાંભળી સામતરાવ મન સાથે બબડયો કે તેના ધણીને મારી નાંખ્યા શિવાય, મારા કામમાં ફતેહ પામવાનો નથી.

આ બડબડાટ સાંભળી વિમળા ચોધારે આંસુંએ રડવા લાગી અને ભારે ચિંતામાં પડી. દયામણે મોઢે બોલી કે, શું મારા પ્રાણેશ્વરનું ખુન કરશો!

સ્મિતહાસ્યે મશ્કરીના રૂપમાં બોલ્યો કે "નહીં, નહી, તેવું ભયંકર કામ હું કદી નહીં કરૂં, પણ તે કરપીણ કામ બીજાના હાથેજ થશે. અને તે વળી આજેજ એ કામનો પાર મુકાશે.

આવા ભયંકર શબ્દો તેના કાને પડતાંજ એક મોટી ચીચીઆરી પાડી ને જાણે કોઈ ભયંકર દેખાવ નજરે પડતો હોય તેને રોકવા તેણીએ પોતાના હાથ લંબાવ્યા; અને થોડીવારે ભયની મારી બેશુદ્ધ થઈ જમીનપર એવા જોરથી પડી કે જેનો અવાજ થોડે દુર સુધી સંભળાયો.

તે જમીનપર પડેલી સુંદરીને ધિક્કારતી તેમ ગમતની નજરે ઘણીવાર સુધી જોયા કીધું; ને વળી ક્રોધી મુખે બોલ્યો, રે નાદાન તેં ખુન કોના હાથે થશે તેની તને થોડીજ ખબર છે?

ઉપરની વાત બન્યાથી આખો દીવસ વહી જતાં રાત પડી અને ચોમાસાના દીવસ હોવાથી તે રાત્રે ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. તેવા અવસરમાં ઢીમડા ચોકના મેદાનમાંથી બે આકારો ચોરી છુપાઇથી બહાર નીકળતા જણાયા. તે બંન્ને આકારો પાણીથી તર થયેલા રસ્તા ઉપરથી ધીમે ધીમે ચાલતા હતા. તેમાંનો ઊંચો સખસ પોતાના સોબતીને બહુ સંભાળથી ચલાવતો હતો. તે એક સ્ત્રી હતી. તેની મુખ મુદ્રા તદન નિસ્તેજ અને ફીકી ફક પડી ગઈ હતી. તે અર્ધનિંદ્રામાં હોય તેમ લાગતું હતું. આ ફીકા ચહેરાવાળી સ્ત્રિ બીજી કોઈ નહી પણ સામતરાવના હાથમાં ફસાઇ પડેલી વિમળા હતી. એમ માનવું તેના ફેરફાર થયેલા ચહેરા ઉપરથી તદન અશક્ય હતું. જાણે ઉંઘમાં તે ચાલતી ન હોય! તેમ તેની ધીરી અને વાંકી ચુકી તથા લથડીઆં અને ઠોકર ખાતી ચાલ ઉપરથી લાગતું હતું. અને તેવી ચાલને લીધે તેનો સોબતી વારે વારે ખીજવાતો હતો અને તેથી કંટાળીને બેચાર ગાળો પણ ચોપડાવી દીધી હતી. પવ-

નનો પુર ઝપાટો આવતાં કપાળ સુધી પહેરેલી ટોપી ઉંચી થઈ કે તેની સાથે આવેલી બાઈએ તેનો ચેહેરો જોઈ પોતાને ફસાવનાર સામતરાવને ઓળખ્યો. પણ મેસમેરીઝમના પ્રયોગને લીધે તે કાંઈ પણ બોલી શકી નહી.

કેટલાક મોટા રસ્તા ને નાની મોટી ગલી કુંચીઓ બંન્ને જણે પસાર કરી તેઓ ત્યાંથી આગળ વધી ઘડીઆળી પોળના મોટા મહોલ્લામાં આવી પહોચ્યાં. ત્યાં એક સાદા દેખાવના નાના ઘર આગળ બંન્ને ઉભાં રહ્યાં. આ મકાનના ઝરૂખાના આગળના ભાગમાં પડતા કઠેરા ઉપર સુંદર રંગ બેરંગી રંગીનથી રંગેલુ અને વિલાયતી ફેનસી ચીજના વેપારી એવુ સુંદર અક્ષરથી લખેલુ પાટીયું મારેલું હતું. ત્યાં બીજું કોઇ આવતું જતું નથી એમ પકકી ખાત્રી થયા. પછી તેણીને પેલા જરૂખા નિચે લઈ ગયો. અને તેણીને પોતાના હુકમ પ્રમાણે અમલ કરવાને સખત તાકીદ આપી, થોડી દુર એક અંધારી ગલીના નાકે જઇ ઉભો. આ જગ્યાએથી પેલા મકાનપર સારી રીતે નજર રાખી શકાતી હતી. અર્ધાએક કલાકના સુમારે વરસાદ તદન બંધ પડયો, અને સામતરાવની કાનપર કોઈ તેની તરફ આવતા સખસના પગલાનો અવાજ સંભળાયો. આ અવાજ સાંભળતાંની વાર તેને ઘણી ચટપટ થવા લાગી, અને કોણ આવે છે તે જોવા ઇંતેજાર થયો. તે આવતો અવાજ બે સખ્સના પગલાંનો હતો. તે બંન્ને જણા દુરથી આવતા હતા તેમાંથી માણેકલાલને ઓળખી જરા ખુશીનો થયો. પણ તે ખુશાલી જાજી વખત રહેવા પામી નહીં. કારણ કે માણેકલાલની સાથે બીજો માણસ જે હતો તે એક પોલીસ અમલદાર હતો. માણેકલાલ આગળ ચાલતો હોવાથી તેને જોઇને રાજી થયો; પણ પાછળ પોલીસ અમલદારને આવતો જોઈ ભારે ભય પામ્યો. જેમ જેમ બંન્ને આવતા પુરૂષો તેની નજીક નજીક આવતા ગયા તેમ તેમ તેનો ભય વધવા લાગ્યો.

સામતરાવ જ્યાં છુપાઇને ઉભો છે તેજ સ્થળે તેઓ આવી પહોચ્યા ત્યારે તેણે તેઓને ઉતાવળે સાદેથી વાત કરતાં સાંભળ્યા. તેમાં તેનું નામ વારે ઘડીએ આવતું સંભળાયું. તે ધાસ્તીને લીધે તે વધારે વધારે છુપાવવાની તજવીજ કરતો હતો; તેવામાં સેજ અવાજ થવાથી માણેકલાલની નજર સામતરાવ પર પડવાથી તે તરતજ ખમચાયો; અને બારીકીથી ત્યાં જોવા લાગ્યો. તે જોઇ પોલીસ અમલદારે પુછ્યું, શું છે સાહેબ? કેમ ખમચાયા?

માણેકલાલ બોલ્યો કે મને આંહીં કોઇના છુપાવાનો અવાજ આવે છે. તેથી બંન્નેએ તપાસ કરતાં છુપા વેશે ઉભેલા એક માણસને જોયો. જોતાંની સાથે ગોલીસ અમલદારે પોતાની પાસે રાખેલું ચોર ફાનસ ઉંચુ કરી છુપા વેશે ઉભેલા સખસના મોં સામું ધર્યું. તે ચહેરો જોતાંની સાથેજ માણેકલાલ બોલી ઉઠયો કે; આં શું? જે માણસને આપણે શોધીએ છીએ તેજ આ છે! તે બોલતાની સાથેજ સામતરાવ જ્યાં ભરાયો હતો તે ગલીમાં ધસ્યો અને સામતરાવની ગરદન પકડી જ્યાં પોલીસ અમલદાર ઉભો છે તે રસ્તાપર લાવ્યો. સામતરાવે એક જબર આંચકાની સાથે પોતાની ગરદન મુકાવી, ડોળા ઘુરકાવી બોલ્યો. આ મમાણે મારા ઉપર નિર્દયપણે હુમલો કરવાનું શું કારણ છે?

માણેકલાલે પ્રતિઉત્તર આપ્યો કે લુચ્ચા, ઠગ, મારી વિમળ મનની વિમળા કયાં છે?

સામતરાવે અજાયબીમાં ગરકાવ થવાનો ડોળ કરી જવાબ આપ્યો કે તે વાત હું શું જાણું? આશરે એક મહનો થયાં મેં તેણીને બિલકુલ જોઈ નથી.

માણેકલાલે મોટે સાદે કહ્યું તું જુઠો છે, તેણીનો ઘોડાવાળો હમણાંજ હુંશિઆરીમાં આવ્યો છે. તેને પુછતાં તે કહે છે કે ગઇ રાતે થયેલા હુમલામાં તું સામેલ હતો. અને તને તેણે ઓળખ્યો હતો.

સામતરાવ, આ સાંભળી ડંગ થઈ ધીમે સાદે બોલ્યો કે ઘોડાવાળાની ભુલ છે. ખરી વાત તો એ છે કે, મને ખબર પણ ન હતી કે વિમળા.

આટલેથી તેને વધુ બોલતાં અટકાવી માણેકલાલ ખીજવાઈ જઇને બોલી ઉઠયો. નિચ કુતરા! જલદી બોલ! કે તેણી કયાં છે? નહી બતાવે તો હું તારો જીવ લઇશ, એમ બોલી સામતરાવને પાછો ગળામાંથી પકડયો.

સામતરાવે આવો મામલો જોઈ ઝડપથી પોતાના કોટના ગજવામાં હાથ નાખી એક નાની રીવાલવર ખેચી કાઢી માણેકલાલની સામે તાકી.

પોલીસ અમલદાર જે અત્યાર સુધી ચુપ ચુપ તમાસો જોતો ઉભો હતો, તેણે હવે વચે પડવાનું વ્યાજબી ધારી, સામતરાવને રીવાલવર ફોડતો અટકાવી જે હાથે રીવાલ્વર પકડી હતી તે હાથ ઉંચો કરી નાંખ્યો જેથી રીવાલવર ફુટી ને ગોળી, તે છોડનારનાજ કપાળમાં બેઠી ગઇ; તેવોજ સામતરાવ નીચે ગબડી પડયો. થોડીવાર

સુધી તરફડીઆ મારી સ્વધામ શિધાવ્યો. જુઓ પર સ્ત્રિ સતાવ્યાનું ફળ!

પોલીસ અમલદારે આ બનાવ જોઈ ગભરાઈને ધીરે સાદે પુછ્યું હવે શું કરવું ? સરકાર જાણશે તો આપણુ બંન્ને જણા મોટી પંચાતીમાં આવી પડી શું. માટે તેનો ઈલાજ ત્વરાથી થવો જોઇશું.

માણેકલાલે જણાવ્યું કે જોતું અહીંઆં થોડી વાર ઉભો રહે તો હું મારે મુકામે જઇ મારા માણસોને મદદ ને માટે બોલાવી લાવું. એમ કહી ત્યાંથી ઉતાવળે પગલે ચાલી જેવો તે પોતાના ઘરનાં પગથીઆં ઉપર પગ મુકતો હતો એટલામાં ઝરૂખા નીચે એક સ્ત્રિનો આકાર જણાયો. લાગલોજ પાછો ફરી તે ઝરૂખા નીચે જઇ જોતા એક મુવેલી સ્ત્રિ માલુમ પડી. તે જોતાની સાથેજ ભયથી સ્તબ્ધ થઇ ઉભો- થોડી પળે શુધ્ધીમાં આવતાની વાર પોતાના બદનના ગજવામાંથી દીવાસળીની પેટી કાઢતાં કે પટ દઇને એક સળી સળગાવી તેણીના મોંહ સામી ધરી. ચેહેરો નિહાળતાંજ વિમળાને તરત ઓળખી મોટી ચીશ પાડી માણેકલાલ એક ભીંતને અઢેલી ઉભો રહ્યો, પણ તરતજ શાંત પડી, તેણીની પાસે બેશી તેનું અંગ તપાસવા માંડયું. આખું અંગ થંડુ જણાતાં પ્રથમ તે ચમકયો; પણ યાદ આવતાં પોતાના અંગ પરથી ગરમ કોટ કાઢી તેના પર ઢાંકયો. અને હાથ પગને પોતાના હાથથી ઘશી ગરમ કર્યાં. જેમ જેમ તેણીના અંગમાં ગરમી ઉત્પન્ન થતી ગઇ તેમ તેમ તે શુધ્ધીમાં આવતી ગઈ. એ જોઈ માણેકલાલના મનમાં થોડે થોડે આનંદ વધવા લાગ્યો.

વિમળા જરા શુધ્ધીમાં આવી પોતાની આંખ ઉઘાડી, પણ પાસે બેઠેલા પુરૂષને જોઇ ચમકી પાછી તરત આંખ બંધ કરી દીધ'.

એ જોઈ માણેકલાલ બોલ્યો ગભરાના પ્રીયા! તારૂં દુ:ખ વાદળ દુર થઈ ગયું છે. ફરી આંખ ઉઘાડી જો તારી પાસે કોણ બેઠેલું છે તેને નિહાળ, ડરીશ નહી.

સ્વર ઓળખવાથી વિમળાએ ફરી આંખ ઉઘાડી ને માથાથી તે છેક પગના અંગુઠા સુધી માણેકલાલના અંગ પર પોતાની આંખ ફેરવી, પુરતી ખાત્રી થયેથી ધીમે સાદે બોલી, હું કયાં છું મારા પ્રાણ?

તું તારા ઘર આગળ વાહાલી! એવા માણેકલાલ ના બોલ સાંભળી જાણે તે દુ:ખમાંથી છુટકારો પામી હોય તેમ બબડી. હું જગતકર્તા પરમ કૃપાળુનો ભારે ઉપકાર માનું છું.

સામતરાવ જેવા કરપીણુ ચંડાળ કામાંધના હાથમાંથી તેણી છુટી

થઇછે એ જાણતાંજ તેણીના અંગમાં નવું જોર આવ્યું, અને હુશીયારી આણી ઉઠાને બેઠી થઇ.

વાતચીત કરવા જેટલી શક્તિ તેનામાં આવતાં અત્યાર સુધી દુર ઉભો રહી બધી ચિકિત્સા જોતો હતો તે અમલદારને માણેકલાલે બોલાવી વીમળાનો હાથપકડી ત્રણેજણાં ઉલાળો ઉતારી ઘરની અંદર દાખલ થયાં.

વિમળાને એક નરમ કોચ પર સુવારી, કોચની સામા બે ખુરશીઓ ગોઠવી માણેકલાલ તથા અમલદાર બંને બેઠા.

અમલદારે વિમળાને છ,પુ યુ કેમ બેન! હવે તમારી સ્થિતી સારી છે ને ?

વિમળા તેની તરફ આંખ ફેરવી બોલી, હા ભાઈ! માણેકલાલે અમલદાર તરફ આંગળી કરી કહ્યું, તમારો ભય ટાળનાર આ સાહેબ છે. તેમને અપાર મહેનત કરી આજે આપણને સાથે બેસવાનો અવસર આપ્યો છે.

અમલદાર બોલ્યો, સાહેબ! હવે પેલાનું શું ધાર્યું ? વાહાણું વાશે તો ફજેત થઈશુ અને આપણી બધી મહેનત અફળ જઈ ઉલટા દુઃખના પંજામાં ફશી પડીશું.

આ સાંભળી માણેકલાલ બોલ્યો તે વિશે મારા ભરુસાદાર અને વિશ્વાસુ ચાકરને હુકમ કરું છું તે અહીંથી ઉંચકીને સુરસાગરમાં એવી રીતે ફેંકી દેશે કે નાંખ્યાનો અવાજ કોઇને કાને આવશે નહીં પછી કાંઇ! તમે તે વીશે બીલકુલ ધાસ્તી રાખશો નહી. હું તેનો બંદોબસ્ત તમારી સામેજ કરૂંછું. એમ કહી પોતાના વિશ્વાસુ ચાકરને હાંક મારી ત્યાં આગળ બોલાવ્યો.

એક વૃધ્ધ ડોસો આવી નમન કરી બોલ્યો, શો હુકમ છે સાહેબ ?

માણેકલાલે કહ્યું આપણા ઘરની સામેની ગલીની અંદર થોડે દુર એક જુવાનનું મડદું પડેલું છે તેને એવી રીતે સુરસાગરમાં વહેવરાવો કે કોઇને કાંઇ પણ ખબર પડે નહી. જો જાણ પડશે તો આપણે જડા મુળથી ઉખડી જઈશું.

ડોસો બોલ્યો એ ફીકર રહેવા સાહેબ! કોઈની શું મગદુર કે જાણી શકે! એવો ડુબાડી દઉં કે પંદર દહાડે પરાણે ઉપર આવે.

હવે તમે જલદી જાઓ હાલમાં વાત કરવાનો વધારે વખત નથી.

માણેકલાલે કહ્યું, તારી મહેનતનો બદલો મળી રહેશે તે વીશે

જરાં પણ ગમતાનું નહી.

વારૂ મારા મહેરબાન ! એમ કહી ડોસો ત્યાંથી ખશી મજબુત એ માણસ સાથે લઇ જ્યાં સામતરાવનું સબ પડેલું છે ત્યાં જઇ તેને તેની એવી રીતે ગાંસડી બાંધી કે, અંદર માણસ બાંધેલું છે એવો કોઇને વહેમ આવે નહી. એકને ખભે ખાંસડા ભરાવી, બે જણા આગળ પાછળ રહી ચાલવા માંડયું. જ્યાં કોઇનો જાવર આવર નહી, એવા સુરસાગરને કાંઠે જઇ ખભે ભરાવેલી ગાંસડી ઉતરાવી થોડી વાર થાક ખાઇ માથા સુધી ઉંડા પાણીમાં જઇ તે ગાંસડીને મુકી અને તેની ઉપર એવો મજબુત પત્થર મુકયો, કે ગમે તેટલો પાણીનો મારો આવતાં પણ જરાએ ડગે નહી. તેઓ ચોકસ કરી જેવી રીતે ચુપ ચુપ ગયા હતા તેવી રીતે ચુપ ચાપ પાછા ઘરમાં આવી માણેક લાલને સલામ કરી ઉભા. એ ત્રણેમાંથી ડોસો બોલ્યો, મહેરબાન ! આપનું કામ નિરવિઘ્ને બજાવી આવ્યા છીએ. આપ કોઈ વાતે મુઝાશો નહીં.

માણેકલાલે આનંદમાં આવી કહ્યું વારૂ ડોસા તારો મને સંપુર્ણ ભરૂસો છે. જાઓ હવે તમે તમારા કામે લાગો. પ્રણામ કરી ત્રણે રવાના થયા.

પેલા ત્રણેના ગયા બાદ માણેકલાલે વિમળાને પુછયું કે તું આવી હાલતમાં આંહી કયાંથી આવી ?

વિમળા બોલી, હું તે વાતથી તદન અજાણીછું પ્યારા ! હું ફકત એટલુંજ જાણું છું કે, હું સામતરાવના ઘરમાં હતી અને ત્યાં તે મને આપને મારી નાંખવાની ધમકી આપતો હતો. એટલામાં તેનો હાથ પોતાની કમર પડવાથી તેને કંઈ સુંવાળું સુંવાળું લાગ્યું. તપાસતાં સુંવાળી લાકડી જેવું લાગતાં તે કમરેથી બહાર કાઢ્યું તો મ્યાન કરેલી સુંદર હાથાવાળી છરી જણાઈ. અને એ જોઇ ત્રણે જણા અજબ થઈ ગયાં. વિમળાના હાથમાંથી તે તપાસી જોતાં તે છરીના સુંદર હાથાપર સામતરાવ એવું નામ લખેલું માલમ પડયું.

આ જોઇ માણેકલાલની પાસે બેઠેલો અમલદાર ગુસ્સાથી બોલી ઉઠયો. ધિક્કાર છે એવા કામાંધ પુરૂષોને ! અને તેથી ઇશ્વરે તેને ખરી રીતેજ ઠેકાણે પહોચાડેલો છે. મારા મહેરબાન! હવે મને રજા છે ?

માણેકલાલ ખુરશી ઉપરથી ઉભો થઈ તીજોરી ખોલી કાંઇક કાઢી પેલા અમલદારને મેહેનત બદલ આપવા માંડયું, પણ તે નહીં લેવા માટે જબરી રકજક કરી. આખરે માણેકલાલ સાવચેતી વા-

પરી તે અમલદારના ડગલાના ગજવામાં હાથમાં રાખેલી રકમ ઓ-રવી દઈ આઘો ખશી ગયો.

એ જોઇ અમલદાર બોલ્યો, શેઠ સાહેબ ! આ સારૂં ન થી કરતા.

માણેકલાલ બોલ્યો ઠીક છે ! ઠીક છે ! તમારી મહેનત ઓછી નથી. તમોએ આટલી તસ્તી ન લીધી હોત તો અમારી ચાર આંખો ભેગી થવા વખત આવત નહીં.

વિમળા બોલી હું તમારો મોટો ઉપકાર માનું છું માણેકલાલની સાથે હાથ મેળવી તે અમલદાર પોતાના પથે પડ્યો. તેના ગયા બાદ વિમળા બોલી મને યાદ આવ્યું કે જે રાતે હું તે દુષ્ટના હા-થમાં સપડાઇ તે રાતેજ તે બબડતો હતો કે તારા ધણીનું ખુન તારા હાથેજ કરાવીશ. એમ કહી ધ્રુશકે ધ્રુશકે માણેકલાલનો હાથ પકડી રોવા લાગી, ને બોલી પ્રભુ તમારૂ દીર્ઘયુ કરે. હવે મને સઘળુ સ-મજ પડે છે કે તે કરપીણ સખસ મને બેભાન કરી તમારૂ ખુન કરાવવાજ મને અહીંઆ લાવ્યો હશે. જરા જુસ્સામાં આવી બોલી, પ્યારા નાથ! શું તે લંપટ ગુનેગારને પકડીને સજા કરાવવાનુ નહી બની શકે? માણેકલાલે ધીમેથી કહ્યું, મારી વાહાલી? આપણને એટલી તસ્તી લેવા જેવું કાંઇ રહ્યું નથી. તે ક્યારનો પોતાના ગુનાની તપાસ કરાવવા પોતાની મેળેજ જગતનિયંતાના ન્યાયગૃહ તરફ રવાના થઈ ગયો છે.

આ સાંભળી તેણીની ખુશાલીનો પાર રહ્યો નહીં, અને ઉંઘમાંથી એકદમ જાગૃત થઈ પથારમાંથી માણસ ઉભો થાય તેમ ઉભી થઈ, માણેકલાલને અતિ હર્ષસહ આલિંગન આપ્યું. માણેકલાલે અધરા-મૃત પીધા પછી બંન્ને છુટાં પડી પોત પોતાનાં કામમાં રોકાયાં.

આ વાતનો સાર એ છે કે લપટી માણસો કામને વશ થઈ પોતાના પ્રાણ અકાળે ખુએ છે. અને જે સ્ત્રી પોતાનું શિયળ અતિ આપદાએ ચુકતી નથી તે આ ભવમાં તેમ પરભવમાં પણ પરમસુ-ખને પામે છે એ વાંચનાર ગૃહસ્થોએ આ વાત પરથી જાણી લીધું હશે.

વ્યભિચારનું વ્યસન મહા બુરામાં બુરૂ છે. તે તન મન અને લાજને હરે છે. એટલું છતાં પણ પાછું નર્કનાં દુઃખ આપે છે તેતો જુદુંજ માટે વિચારવંત માણસોએ એથી અલગ રહેવું બહુ સારૂ છે.



# મશ્કરીના માઠાં ફળ.

## કજીયાનું મુળ હાંસી અને રોગનું મુળ ખાંસી.



મુંબાઈની શેખમેમન સ્ટ્રીટ મધે આવેલા પ્રખ્યાત અને મોટા માળાના ત્રીજે દાદરેની એક ઓરડીમાં બે મીત્રો બેઠા બેઠા બીડીઓ પીતા હતા. તે મધે એક બોલ્યો. મીત્ર મોહનલાલ ! દીવાળીના તહેવાર ક્યાં ગુજારવા વિચાર છે ? મારા દેશમાંથી તેમજ મારા પરદેશી મિત્રો તરફથી પણ તે તહેવાર ઉપર આવવા ઘણા આમંત્રણ પત્રો આવેલા છે. પણ અહી રહેવું કે ક્યાં જવું તેમાં તારી સલાહ પુછું છું. જો તું અત્રે રહે તો હું પણ અત્રે રહેવા વિચાર કરૂં. દામોદરે ડગલાને ગુંજામાંથી પત્ર કહાઢી મોહનલાલના હાથમાં મુકી કહ્યું, પ્યારા ! વાંચો અને પછી મારો વિચાર પુછો મને તો આંહી રહેવામાં કાંઈ બાદ નથી. હું તો ઘણું ધારૂં છું કે આંહી રહી તહેવાર ગુજારૂં તો સારૂં, પણ ઘણા વરસોથી આજ તહેવાર ઉપર તે ભલા અને પ્યારા મીત્રોના પત્રો આવે છે પણ કાંઇના કાંઇ કારણને લીધે ત્યાં જવા બની શકતું નથી. પણ આ વખતે તેના અતિ આગ્રહથી ત્યાં જવા મારો વિચાર છે. મોહનલાલે દામોદરનો આપેલો કાગળ અથથી તે ઈતિ સુધી વાંચી જોયો. તેમાં એવું લખેલું હતું કે પ્યારાભાઇ, અમે તમાસ ભરૂસે રહીશું, અને ભાઇજી તમે તમારા બે ત્રણ મીત્રોને સાથે લાવવા ચુકતા ના; કેમકે મારે ત્યાં આ વખતે તે તહેવાર ઉપર બીજા સારાં સારાં માણસો પધારનાર છે તેથી તમને ઠીક મજા પડશે. આ વાંચી મોહનલાલ વિચારમાં પડયો તે જોઇ દામોદરે કહ્યું, કેમ ભાઇ શા વિચારમાં પડયા ? કહો હવે આપ શું જવાબ આપો છો? કેમ ? તમો આવશો ને ? તે મારો પ્યારો જાની દોસ્ત છે તો સાધારણ પંક્તિનો પણ પૈસા ભરપુર છે. તેમજ વિવેકમાં પણ તે પાછળ પડે તેમ નથી. પછી તો તારી મરજી. મારૂં મનતો ત્યાં જવા તરફ બહુજ લાગી રહ્યું છે, કેમકે આ વખતે ત્યાં ઘણી ગમત પડશે.

ઠીક ત્યારે. તારો આગ્રહ છે તો મને આવવામાં કાંઇ હરકત નથી.

દામોદરે કહ્યું, ઘણી ખુશીની વાત આજ રાત્રેજ તેઓને તારથી જાણ કરૂં છું. પણ તમે કાગળની બરોબર વાંચ્યો છે ના ?

હા ! કેમ શું છે !

તેની તાજે કલમ જોઈ ?

ના ના યાર ! એ તો કાંઈ મારા વાંચવામાં આવીજ નહી. કહેતો ખરો તેમાં શું છે ?

દામોદર બોલ્યો. મારા સાંભળવામાં આવ્યું છે કે ત્રીભોવન, તારા ભેગો બેશે છે. તેની સબંધનુંજ લખાણ છે.

લાવ લાવ ત્યારે તો હું તે વાંચી જોઉ.

કાગળ મોહનલાલના હાથમાં આપી દામોદર જરા સ્મીત હાસ્યથી બોલ્યો વાહ ! કેવી હરકોરની ચતુરાઇ ?

હરકોરનું નામ સાંભળતાજ મોહનલાલ ચોંક્યો, ને ઊતાવળથી તે કગળની તાજે કલમ વાંચવા કાગળ ઉકેલ્યો.હતેમાં એવું લખેલું હતું કે, જો ત્રીભોવનદાસને સાથે લાવશો તો તેનો આગતા સ્વાગતા અહીં ઘણી સારી રીતે કરવામાં આવશે. તેને કરોડ ઉપાયે પણ અત્રે લાવવા ભુલતા ના. એ વાંચી મોહનલાલનું તેજ ઉડી ગયું

દામોદરે તેના વદન પર નહીં નિહાળતા પુછયું કેમ શું ધાર્યું ?

મોહનલાલે મોહો મલકાવી કહ્યું. ખચીત હરકોરને તો હુંડા પાણીમાં તરતી દેખું, પણ મને નથી લાગતું કે ત્રિભોવન એ આમંત્રણને સ્વિકારે.

દામોદર દમામથી બોલ્યો. જહાનમમાં ગયો તે ન આવે તો. તેનો મિજાજ, જાણે પોતે રાજાજ ન હોય તેવો રાખે છે, મારે જ્યારે તેનાથી ભેટો થાય છે ત્યારે તેને બોલાવવું કે જુહાર કરવા તો રહ્યા, પણ મારા કરેલા જુહારનો સામો જુહાર વટીક પણ નથી આપતો. કોણ જાણે તારે ને એને કેમ બને છે ? એવો પાજી માણસ મારૂં કહેણ કેમ કબુલ કરશે ? પણ મને એક વિચાર સુજે છે, અને તેથી આપણને ઘણી ગમત પડશે. પેલા હીરાલાલને તેને બદલે લઇએ તો કેમ ?

કોણ હીરાલાલ ? જે આજ માળામાં પહેલા દાદરની ઓરડીમાં રહે છે તેજ ? મોહનલાલે કહ્યું,

હા તેજ, અને તેનાથી આપણને ખુબ મજાહ મળશે. તે હીરાલાલ તો ખરે ખરો હીરોજ છે.

મોહનલાલે કહ્યું ભલા માણસ ! એમ કરવાથી આપણને શો લાભ ? કયાં ત્રિભોવન અને કયાં હીરાલાલ ! શુ એટલું બધું અંધારામાં જશે ? પણ ત્રિભોવનને આટલા બધા આગ્રહથી બોલાવવાનું કાંઇ કારણ ?

અરે યાર કારણતો ઘણું મોટું છે. તું આવડો મોટો થયો

પણ ભોળાને ભોળોજ રહ્યા. વિચાર તો કર કે કારણ વિના તે આટલો આગ્રહ કરે ? જો, તે ચંચળને સારૂ તેની મા હરકોરને જમાઈ જોઈએ છે હવે સમજ્યો ? શુ એટલું કામ આપણે નહી બજાવી શકીયે ? હીરાલાલ બિચારો ગરીબ અને કહ્યાગરો માણસ છે, તેથી આપણા કહ્યા મુજબ વર્તવા પાછી પાની કરશે નહીં તેમજ જીવતાં લગી આપણો ઉપકાર હૃદયમાંથી જરાએ દુર ખશેડશે નહીં.

મોહનલાલ બોલ્યો. દામોદર? તું ખરેખર ચાલાક છે. તે હરકોર બાઇની દીકરી ઘણી ખુબ સુરત છે, તેથી હીરાલાલને સમજાવીને તેની સાથે દોસ્તી કરાવીશું. પણ હીરાલાલ કબુલ કરશે તેની ખાતરી શી ?

દામોદર જરા ક્રોધ યુકત થઈ બોલ્યો. અરે તું પણ શું ધંઉમાંથી કાંકરા સોધે છે ? એક ખુબસૂરત અને નવયૌવના સાથે સ્નેહ કોણ નહીં જોડે ? એક મુર્ખ માણસ પણ તે કામ કરવા હામ ભીડે. કેમ હવે મને રજા છે ? કેમકે હીરાલાલને મળી ચોકસ કરી તેને આપણી સાથે આવવા તૈયાર થવા કહેવું પડશે.

મોહનલાલે કહ્યું ઠીક જા ત્યારે. દામોદરના ગયા પછી તે ભારે વિચારમાં પડયો ને મન સાથે બડબડવા લાગ્યો કે, શું હરકોરનો વિચાર ચંચળ ને ત્રિભોવનને આપવા થયો છે ? અરે એ વાત મનાયજ કેમ ? ત્યારે તેને આવા મજાહ મેળવવા ના વખતમાં બોલાવવાનું કાંઈ પ્રયોજન ? નથી તેનો સગો કે સ્નેહી ? શું ચંચળ બેવફાહ થઇ ત્રિભોવનને કબુલ કરશે ? પ્રેમ દ્રષ્ટીથી પોતાનો પ્યાર મુને દર્શાવનારી અજાણ્યાના આધિન કેમ થશે ? મુંબાઇ મુકી તો શું પણ તે મને કેમ મુકી દેશે ? આ વાતમાં તે બીલકુલ અજાણીજ હોવી જોઇએ. કેમકે આવો પત્ર તે કદી લખવાદેજ નહીં. મને પણ દામોદરે ઠીક આમંત્રણ કીધું. તે બિચારાને એ વિશે થોડીજ ખબર છે. ઠીક છે. ઠીક છે. ત્યાં જવાતો દયો. ગયા પછી સૌ સારા વાનાંજ થશે.

હીરાલાલ અમારી અટકળ મુજબ ઝટ કબુલ થયો, અને તેજ રાતે અમો ત્રણે જણા વડોદરે જવા ઉપડી ગયા.

હરકોરનો પતિ એક જીનિંગ ફેકટરીનો માલીક હતો. અને તેમાં તેને સારા પૈસા પેદા કર્યા હતા. પૈસાનો ઘણો જમાવ થયાથી અને એક પુત્રિ શિવાય બીજું ફરજંદ નહી હોવાથી તે ફેકટરી વેચી મારી વેપાર વણજ વિગેરેની જંજાળમાંથી મોકળો થઈ સુખ શાંતિમાં દિવસો ગાળવા લાગ્યો હતો.

અમો ત્રણે જણા ત્યાં ગયા પછી અમોને ત્યાં આવકાર કેવો મળ્યો તે જણાવવાની અમોને જરૂર જણાતી નથી. રતનલાલ શેઠ ભડભડીઓ હતો તો પણ પગેરાગત કરવામાં કાંઇ કમ નહોતો. હરકોર શેઠાણી અમને જોઈ થોડી થોડી થઈ ગઇ, પણ ચંચળ એક જવાન છોકરીની માફક અમને જોઇ લગાર શરમાઇ ગઈ. ચંચળને ચાર વરસ થયાં જોઇ નહી હતી. છેવટની જ્યારે જોઈ હતી ત્યારે તેની ઊમર તે વખતે ચૌદ વરસની હતી. જે ખુબસુરતી તે વખતે હતી તે કરતાં પણ આ વખતે અજાયબી ઉપજાવે તેવો ચહેરો અમને લાગ્યો. અમારા લાવેલા ત્રિભોવનદાસ જોડે તેને ઓળખાણ કરાવવામાં આવી તેજ વખતે તે સેજ ચોંકી અને ગભરાઇ ગઇ હોય તેમ દીસ્યું. પણ તેણીની માએ તે બાબતની કાંઈ પણ દરકાર રાખી નહીં અને સેજ વારમાં અમો સઘળાં હળીમળી ગયાં. હીરાલાલતો એટલો જલદીથી હળી ગયો કે અમને આશ્ચર્ય ઉપજ્યા વિના રહ્યું નહીં. તે વખતે મારી ભણી તેનું મન ખેંચવા ઘણું એ આંખની ઇશારત કરી પણ સઘળું વ્યર્થ. તે પળે મનમાં સમજી ભવિષનો બનાવ જોવા થતું તેમ થવા દીધું. મોડી રાત સુધી અરસ પરસ કુશળ સમાચારની વાર્તા કરી રહ્યા પછી અમારે સુવાને તૈયાર કરી રાખેલા ઓરડામાં અમને જવા કહયું. તેથી ત્રણે જણા ત્યાંથી ઉઠી અમો સુવાને માટે ગયા. બંન્ને જણા ઉંઘતા હોય કે જાગતા હોય તે નહીં જાણુતા મનેતો જરાએ આખી રાત ઉંઘ આવી નહી, અને તેટલા સમય ચંચળની વૃતિ મારા ઉપરથી કેમ ફરી ગઈ તે વિચાર ધોળાયાં કર્યો. દામોદર આખી રાત પડખાં ફેરવતો હતો તેથી મને એમ ભાસે છે કે તેને પણ ઉંઘ આવી નહીં હોય ? કારણ કે જે વખતે અમો સઘળા વાત કરવામાં રોકાયેલા હતા તે તકનો લાભ લઇ તે ચંચળની ખુબસુરતી નિહાળતો હતો; તેથી હવે એકને બદલે બે એકજ હોડીમાં બેશી સંસાર સાગરની સહેલમાં પડયા.

હીરાલાલની ચંચળ સાથે પહેલી ઓળખાણ પછી તેઓ બંન્ને વચ્ચે ગાઢી પ્રીત બંધાઈ એવું લાગ્યું.

ત્રણેક દીવસમાં તો દામોદરને તેના આચરણ વિષે વહેમ પડયો.

એક દીવશના હીરાલાલ કાંઇ કામ પ્રસંગે બહાર જવાથી દામોદર અને મોહનલાલ બંન્ને જણા સોગઠા બાજી રમવા બેઠા. તેમાં દામોદર હારી જવાથી બોલ્યો, અરે પણ હીરાલાલ તો હવે છેકજ ગયો છે.

મને પણ એવોજ ખ્યાલ આવે છે મોહનલાલે કહયું. કદાચને એ ચંચળની ચાલાકીમાં ફશીતો નહીં પડયો હોય ? પણ તેમાં એની કશુર શી ? તે બિચારોતો આપણા કહયા મુજબ અમલ કરે છે, એમાં ખોટું શું થાયછે ?

દામોદર દમથી બોલ્યો, સાડી સતર વખત ખોટું ? એ વાત હવે વધારે સમય છાની રાખવા જેવી નથી. કારણ કે મને તે ચંચળની ચતુરાઇએ પોતાના રૂપથી ચમકાવ્યો છે. તેની મનોહર મુર્તી મારી નજર આગળ પળે પળ ફર્યા કરે છે. અને તે મુર્તીએ મારા હૃદય મંદીરમાં વાશ કર્યો છે. જ્યારે તેનું સાક્ષાત દર્શન થાય છે ત્યારે હું સુખ સાગરમાં સહેલધા કરતો હોઉં એમ લાગે છે અને જ્યારે તે દ્રષ્ટીથી દુર થાયછે ત્યારે માહા સંકટથી પીડાતો હોઉં એમ ભાસે છે. મહેરબાની કરી તે ચતુરાનું મન મારી ભણી ખેંચાય તેવું કાંઇક તું કરે તો ઠીક થાય.

મોહનલાલ, દામોદરના છેલ્લા વાકયથી ખીજવાયો, (તેનું કારણ આપણે આગળ વાંચી ગયા છીએ) પણ ગુસ્સાને દબાવી બોલ્યો યાર ! ચંચળ તે ખરેખરી ચંચળજ છે. જેમ જેમ મને તેનો સહવાશ થાયછે તેમ તેમ તે મને વધારે વહાલી લાગે છે. તે હસે છે ત્યારે તેનું રૂપ ઓરજ ભાસે છે. પણ જ્યારે ચીરડાય છે ત્યારે તો તેનું રૂપ કાંઇ જુદુજ ખીલે છે. તેણીની આંખોની રતાશ અને નાકનું ફુલાવું તથા ક્રોધથી મુખ પર નો બદલાતો રંગ મનને કાંઈ જુદોજ આનંદ આપેછે. તેની ખુબ સુરતીનું વર્ણન કરવા બેસુંતો કલાકના કલાક કાઢી નાખુ પણ અત્યારે તે વાત મોંડી વાળુંછું. દામોદર તારી પસંદગીને વખાણું છું. પણ એજ બાબત પર મારે તને કાંઇ કહેવાનું છે.

દામોદર, મોહનલાલનુ સઘળું બોલવું જે એક ચીતથી સાંભળતો હતો તે છેલ્લું વાકય સાંભળી ગુસ્સાથી બોલ્યો, એ તું શું બકે છે ?

મીત્ર ! અત્યારે એ તારી તકરાર મોંડીવાળ, કારણકે આપણ બંન્ને જણા એકજ હોડીમાં બેઠા છૈએ તેથી સાથે મળી કામ કરીયે. આપણ બેની વચમાં એ ત્રીજો જમી જાય તે ઠીક નહીં. હીરાલાલ આપણને હવે બહુજ નડવા લાગ્યો છે, તેથી તેનો રસ્તો પ્રથમ કરવો જોઇએ ચંચળ, આપણ બેમાંથી ગમે તેને પોતાનો કર આપે તેમાં મને કાંઈ વાંધો નથી મોહનલાલે કહ્યું.

દામોદર બોલ્યો, મીત્ર ! તારૂં કહેવું મારે સઘળું કબુલ છે

પણ મહેરબાનીં કરી તું જ તેની આગળ વાત છેડ, ને તેને કહે કે હવે એ મશ્કરી વધુ વાર ચાલવા દેવી નહીં. અને તારે ચંચળનો પીછો છોડવો.

વાહ યાર ! તું તો ખરો હોંશિયાર ! તું ભલો થઇ બીજાને અદેખો કરે છે. મોહનલાલે સ્મિત હાસ્ય યુક્ત કહ્યું. તેને લાવવાતો તેંજ ગોઠવણ કરી હતી ? હવે આમ શું બોલેછે ?

મશ્કરી જવા દે યાર ! હાથના કર્યા હૈયેજ વાગ્યાં છે. દામોદર નિરાશ વદને બોલ્યો. પણ ભાઈ જે થયું તે ઠીકજ થયું છે, કે આપણી બાજી હજુ આપણા હાથમાંજ છે. જો ત્રિભોવનને લાવ્યા હોત તો આપણા બેને ઉભી પુંછડી એ છાનામાના ભાગી જવું પડત. તેં મારા પર આવેલો કાગળ સઘળો વાંચ્યો તો છેજ ને ?!!

ઠીક છે. આજજ તેની ગોઠવણ કરૂં છું. મોહનલાલે કહ્યું.

તેજ સાંજના હીરાલાલ તથા મોહનલાલ બન્ને કમીટી બાગ તરફ ફરવા ગયા. રસ્તામાં બીજી આડી તેડી વાતો કરી આસ્તેથી મોહનલાલે ઉચાર્યું કે, હીરાલાલ ! હવે તું તારૂં નામ પ્રકાશ કર અને ત્રિભોવન હોવાનો ડોળ તદ્દન મુકી દે હવે આમાં સરૂ પરીણામ આવશે નહીં માટે ગામમાં તારે તારા બીજા દોસ્તોને ત્યાં જઇ રહેવું.

હીરાલાલ આ સાંભળીને અચંબો પામ્યો, ને બીજે જઇ રહેવાનું સાંભળતાં તદ્દન હોશ વિનાનો થયો. પણ થોડી પળે જરા શુધ્ધીમાં આવી નમ્ર વચનથી બોલ્યો, પ્યાર તારૂં બોલવું મારા માથા પર ચડાવું છું, પણ મહેરબાની કરી કાંઇ થોડો સમય વધારે રહેવા ધ્યો તો સારૂં કેમકે હજુ મને હમણાંજ ગમત પડવા માંડી છે, તેટલામાં તમો આ શું કહો છો ? હમણા તો મારાથી કોઈ પણ ઠેકાણે જવાઇ શકાશે નહીં. મારે આજે ચંચળ સાથે ચોપટ રમવાનો વાયદો છે તેથી હું જાઉં છું. એટલું બોલી, મોહનલાલનો જવાબ ફરી વળતા પહેલાં તે તેનાથી જુદો પડી પાછો શહેર ભણી ગયો. આથી મોહનલાલને ઘણુંજ માઠું લાગ્યું અને હવે શો ઉપાય યોજી ચંચળથી તેને જુદો પાડવો તે વિચારમાં ને વિચારમાં બાગમાં નહી જતાં પાછો ઊતારા ભણી ફર્યો. રસ્તામાં દામોદર મળતાં નિરાશ વદને મોહનલાલ બોલ્યો, બાજી હાથથી ગઇ યાર !

તું ગભરાયછે કેમ ? તે ચતુરાના હાથેજ તેને જુતિઓ મરાવી કઢાવું તો જબરો ! મુછો પર તાવ દઈ કહ્યું.

તો તો બડી મજા આવે યાર ! મોહનલાલ અતિ હર્ષમાં આવી બોલ્યો. બંન્ને જણા એમ વાતો કરતા કરતા અને એક બીજાને પરસ્પર તાળી દેતા દેતા પોતાના ઊતારા પાસે આવી પહોંચ્યા. અને થાક્યા પાક્યા જેવા લુગડાં ઊતારી પથારીમાં પડયા કે તરત નિંદ્રા દેવીએ પોતાના શરણે લીધા,

બીજા દીવસની સાંજે એટલે દીવાળીનું ચોપડા પુજન કરી રહ્યા બાદ ગમત મેળવવા ચંચળે સર્વની સમક્ષ આનંદથી હારમોનીયમ વગાડવા માંડયું, અને સાથે પોતાનો મધુર સ્વર જોડયો. આથી તેની પાસે બેઠેલા સર્વ મંડળને બહુજ મજા પડવા લાગી જ્યાં ચંચળ ગાતી હતો તેની અડો અડ હીરાલાલ ઊભો રહી ચંચળના હાથની ચાલાકી તેમ મુખનો મટકો જોઇ તથા મધુર સ્વર સાંભળી કાન તન તથા આંખ અને મનને આનંદ આપી આનંદ ભુવન માં મહાલતો હતો.

આવા ટાણે દામોદર વળી એક બીજીજ સ્ત્રી સાથે વાતમાં ગુંથાયો હતો. અને તે સ્ત્રી દામોદરને પોતાના પંજામાં લેવા ચાહતી હતી. પણ દામોદરે કાન ત્યાં રાખી આંખ અને મન ચંચળ અને હીરાલાલની હીલ ચાલ ઉપર રાખ્યાં હતાં.

આ વખતે મોહનલાલ અને હરકોર વળી જુદેજ ઠેકાણે બેઠાં હતાં કે જ્યાંથી ચંચળને જોઇ શકાય. મને હરકોરે હશીને એકા એક પુછ્યું કે, પેલો ત્રીભોવન મારી લાડકી તરફ કેવો વાંકો વળી રહ્યો છે તે તમે જુઓ છો કે ? મારૂં તો ધ્યાન પ્રથમથીજ તે પર હતું તેથી હું બોલ્યો કે હા !

મને તો લાગે છે કે મારી લાડકી દીકરીએ ત્રિભોવનને ઠીક આંજી નાખ્યો છે. હરકોર બોલી,

મોહનલાલ, હરકોર ન કળે તેમ મશ્કરીની ઢબે બોલ્યો બેશક? વળી તેનું મન તેની ઉપર લાગેલું છે તે સંતોષની વાત છે. હરકોરે કહ્યું. મને એટલી બધી ફીકર હતી કે ચંચળ મુર્ખાઈ કરશે. મારૂં સઘળું ધ્યાન હીરાલાલ અને ચંચળ બેધડકપણે પ્યાર કરતાં હોવાથી તે તરફ હતુ, તેથી મારી તરફથી કાંઇ પણ જવાબ નહીં મળવાથી હરકોર બોલી, કેમ ભાઈ ! તમારૂં ધ્યાન કયાં છે?

મોહનલાલ જરા શિરમીંદો થઈ બોલ્યો, માફ કરજો બાઈ ? પણ તમે શું કહેતાં હતાં તે મારા સાંભળવામાં આવ્યું નથી.

હું એમ કહેતી હતી કે મારી લાડવાઈ દીકરી જલદીથી સમજી જશે એમ મારા સ્વપ્નામાંએ નહોતું. ગઈ ગ્રીષ્મઋતુની વખતે

ચંચળે મને મોટી ચિંતામાં નાંખી હતી, જ્યારે તે નિશાળમાં ભણવા જતી હતી તે વખતે તેને કોઈ અસાધારણ માણસ ઉપર મન લાગ્યું હતું,

મોહનલાલે અચરતી સાથે પુછ્યું. ખરેખર ?

હરકોરે જવાબ આપ્યો હા, અને તેની મને ખબર પડત પણ નહીં. આગળ ચલાવી બોલી પણ એક દીવસ તેણીના અભ્યાસ કરવાના ઓરડામાં અચબુચ જતાં તેના લખવાના ટેબલ ઉપર લખેલા કેટલાક કાગળ પડેલાં દીઠા. તે સઘળા કાગળો સેજ જોતાં સામા માણસનો આવેલો પત્ર તેમાંથી મારી નજરે પડયો. અને તેનો જવાબ આપવા લખેલો અધુરો કાગળ પણ તેમાંથીજ મારા હાથમાં આવ્યો, તે બંન્ને કાગળ જોતાં મારૂં મગજ ભમી ગયું, અને મન સાથે બબડી કે દીકરી આ શું કરવા બેઠી ? તે અધુરા કાગળના મથાળે મારા વાહાલામાં વહાલા જીગર જાન હીરાલાલ, એમ લખેલું હતું. અને એજ પ્રમાણે નીચે પણ સઘળું પ્યારનું લખાણ હતું.

મોહનલાલ મનમાં બબડયો ગરીબ બીચારી

વળી હરકોરે આગળ ચલાવ્યું કે મને કહેવાની જરૂર નથી કે તે સંગતને તેજ વખત અમે તોડાવી નાંખી. પણ તે બંન્ને કાગળ લઈ મેં તેના બાપને આપ્યાં ને કહ્યું જુઓ તમારી લાડકીના ચરીત્ર. કાગળ હાથમાં લઈ બોલ્યા. શું છે ? શેના કાગળ ? મેં કહ્યું જરા વાંચોતો ખરા બધી સમજ પડશે. જુઓ ભણાવીને કહાડજો સાર ! તરતજ બંન્ને કાગળ પર દ્રષ્ટી ફેરવી સઘળો સાર જાણી તે છોકરીપર ઘણા ગુસ્સે થયા અને તેજ દીવસથી નિશાળ છોડાવી ખાનગી અભ્યાસ આપવા માંડયો. તે આવેલા કાગળના ધણીપર એવો ધમકીનો સખત કાગળ લખ્યો કે ફરીથી નામ દેવું પણ ભુલી ગયો. તેમ તેજ વખતે તે છોકરીને તે કાગળ વિષે સખતમાં સખત ઠપકો આપ્યો, તેમ ફરીથી એવી રીતે નહીં કરવા સખત ચેતવણી આપી. ત્યારથી તેને તે વિશે કાંઇ પણ હીલચાલ અત્યાર સુધીમાં કરી હોય એવું જણાતું નથી અને ખરેખર એમજ છે. એ વાક્યપર ભાર દઈ હરકોર બોલી. અને તેથી અમો પ્રભુપર હજારો હજાર ઓવારણાં લઈએ છીએ કે તે દયાળુએ તેના દીલમાં વશી હમારી જતી આબરૂને બચાવી.

મોટી રાત સુધી સઘળાએ ગંમત મેળવી આખરે સૌ સૌને સ્થાને સુઈ ગયાં. બીજે દીવસે એટલે બેસતા વરસને દી સૌ મોહનલાલ અને દામોદર શીવાય સઘળાં ખુશાલીમાં જણાયાં. પણ તેમાં

ચંચળતો અજાયબ જેવી ખીલી નીકળી હતી. સવારનું જમણ જમ્યા પછી મોહનલાલ પોતાના ઉતારામાં એકલો બીડી પીતો બેઠો હતો ત્યાં દામોદર ધસ્યો ધસ્યો આવ્યો. એ જોઈ મોહનલાલે અચરતીથી પુછ્યું. શું છે દામોદર! આમ કેમ?

દામોદરે તુટતા સાદે જવાબ આપ્યો, શું કહું મારૂં કપાળ. હાથે હોળી ખડકી ત્યાં કોને કહેવું? પણ તું જાણવા ચાહે છે તો કહું છુ કે હું મારા કામમાં નાશી પાશ થયો છું, અને હવે મને ચંચળ મળે એ સ્વપ્નમાં પણ આશા રાખવા જેવું નથી.

મોહનલાલે તેનો હાથ પકડી નીચે બેસારી કહ્યું. આ તેં શાથી જાણ્યું. મને એકાંતમાં મળતાં મેં તેની આગળ મારો સઘળો ખુલાસો કર્યો, તે સાંભળતાંજ મારૂં અપમાન કરી નહી કહેવાના બે બોલ કહી ગુસ્સાથી ચાલી ગઈ. મારે અહીં રહેવામાં હવે વધારે સાર નથી, માટે હું આજનીજ અમદાવાદથી સવારે ઉપડેલી ફાસ્ટ પેસેંજરમાં મુંબાઈ ઉપડી જઇશ. તું તારે અત્રે રહી હવે તારૂં નશીબ અજમાવી જો. મારે તે તરફથી કશો વાંધો નથી એટલું કહી દામોદર પોતાનો સામાન લઈ હરકોર વિગેરેને મળ્યા વિના તેમજ રજા લીધા વિના ગુપચુપ ઘરમાંથી નીકળી ભાડાની ગાડી કરી રેલવે સ્ટેશનપર પહોચ્યો અને તાકીદે ટીકીટ લઇ આવેલી ગાડીમાં ચઢી બેઠો. તરતજ સીટી થઇ ગાડી મુંબાઇ તરફ રવાના થઇ.

દામોદરના ગયા પછી મોહનલાલને કાંઇક ઠીક પડયું. કારણ કે રાત દીવસ ચંચળ, અમારા બેમાંથી કોને વરશે? એવીજ ચીંતા થતી હતી તેનો આથી અંત આવ્યો. અતિ ઉત્સાહથી પ્રભુને વારેવારે નમવા લાગ્યો, અને સહેજ હાસ્યથી મન સાથે બોલ્યો કે હાશ! હવે ઠીક થયું. હવેજ મારી મુરાદ બર આવશે. જે હરીફની મને ઝાઝી ધાસ્તી હતી તેતો દૂર થઇ? બીજો હરીફ જખ મારે છે. તેનો બધો ભરમ ફુટી જશે એટલે તેનો ભાવ કોણ તેનો બાપ પુછશે? પણ દામોદરના કહ્યા મુજબ હાલતો મારે મારૂં નશીબ અજમાવવું જોઇએ.

ઈશ્વર કૃપાથી તેજ સાંજના વાળું કર્યા પછી એકા એક ચંદ્રવદનીનો એકાંતમાં મેળો થયો. તે કયાંથી, શ્યાથી, અને શી મતલબે મારી પાસે આવેલી તે કહેવા હું તદન અશકત છું. પણ હું થોડી વાર તેના સામુ ટીકી ટીકી જોયા પછી મારી મતલબ મેં તેને જણાવી. તે સાંભળી જાણે આશ્ચર્ય ન પામી હોય, કીંવા ધાસ્તીથી ડરી હોય, તેમ એકાએક ચોંકી જરા દૂર હઠી અને બોલી.

વાહ ! આ સારા માણુસની રીત કે ? આવી મશ્કરી કરવી તમને છાજે છે કે ? જરા ઠપકાની રૂઢીએ ચંચળે કહ્યું. શરમાઓ, શરમાઓ.

મોહનલાલ તે નહીં ગણકારતાં જરા હીમત આણી વળી પાછો બોલ્યો, વાહ ! મધુરી ! મુંબાઇમાં રોજ દર્શન આપી પ્રેમ દર્શાવતાં અને સ્મિત હાસ્યથી મને હસાવતાં તે બધું શું આ વખતે ભુલી ગયાં કે ? લાંબી મુદતને લીધે વિસરી ગયાં હોતો જરા યાદ લાવો. આતે કેવી તમારી રીત ? પ્રેમનું પારિતોષક આપી હવે તે છીનવી લેવું એ શું ? જરા ભ્રમર ચઢાવી કહ્યું.

હા, હા, એમજ છે. ગઇ ગુજરી વાર્તા સંભારવાની કાંઇજ જરૂર નથી. ચચળે તોરમાં આવી કહ્યું. તમારા મનમાં જે કાંઇ મારા વિષે હોય તે તદન સ્મૃતિ બહાર કરવું

આ સાંભળી મોહનલાલે ગુસ્સાથી કહ્યું, શું ત્યારે તું બીજાને ચાહે છે ? હા, તેમ છે ખરૂં. હું તેને ઘણોજ ચાહું છું, અને મારા જાનથી પણ વધારે સમજુછું. સમજ્યા ! ચંચળે તે રૂવાબથી કહ્યું.

કોણ ? પેલો ત્રિભોવનદાસ ! મોહનલાલે રાતી આંખે જણાવ્યું.

સ્મિત હાસ્ય કરી, શરમાઇ નિચું મોંહ કરી ચંચળે કહ્યું હા તેજ ત્રિભોવન દાસ, મારો જાની ત્રિભોવનદાસ.

મોહનલાલે દ્વેશથી કહ્યું. કોણ ત્રિભોવનદાસ ? તું તેને બરોબર ઓળખે છે કે ?

અલબત હું તેને સારી પેઠે જાણું છું. અમો બંન્ને વચ્ચે કાંઇ પણ છુંપુ નથી ચંચળે ચળકતે ચહેરે કહ્યું,

મોહનલાલ ક્રોધ સમાવી બોલ્યો. તું એમ ધારતી હઇશ પણ મારે તને જણાવવું જોઇએ કે, જે માણસને તું ત્રિભોવન ધારે છે તે ત્રિભોવન નહીં, પણ એક કંગાલ મા બાપનો છોકરો હીરાલાલ છે.

એજ કે બીજું કાંઇ ? હું તે હીરાલાલને સારી પેઠે ઓળખું છું. જ્યારે હું મૂંબાઈમાં નિશાળે ભણતી હતી ત્યારથી મારે તેની સાથે દોસ્તી છે. તમે તેનેજ અત્રે લાવ્યા તે ઘણુંજ સારૂં કર્યું છે. અને મને આભારી કીધી છે, તેથી આપનો હું મોટો ઉપકાર માનું છું મારા સાહેબ ચંચળે કહ્યું પ્રભુ તમારૂં ભલું કરે. જો તમે તેને અત્રે ના લાવ્યા હોત તો હું તેને કદી પણ જોવા પામત નહીં. આજ સવારેજ તેના વિષેની સઘળી હકીકત મેં

માતાં માત પિતાને જણાવી દીધી છે. પ્રથમતો તેઓ મારા ઉપર ઘણાં ગુસ્સે થયાં, પણ પછી અમને બંન્ને જણાને અમારા કરેલું ગુપ્ત કૃત્યની માફી બક્ષી છે. ઉલટા મારા પિતાજી કાંઇક તમારા ઉપર ગુસ્સે થયા હોય એમ મને જણયું.

આ સાંભળી મોહનલાલ દંગ થઈ ગયો, અને એ ઘડી સુધી સમાધી ચઢેલા પુરૂષ પેઠે જણાયો. પણ થોડી વારે મનમાં બબડ્યો કે, હાય ! સત્યાનાશ વળ્યુ; કેવી કમબખ્તિ? ભોગલાગ્યા કે હું એ હીરાલાલને આંહી લાવ્યો દામોદર કેવો મુર્ખ ! કે એને આંહી આણવા મારી મતિ લીધી. તે કેવો પક્કો કે હુંશિયારી કરી પોતે અલગ રહી મને મુર્ખમા ખપાવી છેવટે કાળામુખે આંહીથી કઢાવવાનો અવસર આણ્યો એને કરેલી ૫રેબી એને નહિં નડતાં મને ભોળાને ભુલા વામાં નાંખી ભલમનસાઇનો લાભ લઈ ધુળનો ટોપલો મારે માથે મુકયો એને કરેલી મસ્કરાનુ ફળ એને નહીં નડતાં મને તે ફળનો શ્વાદ ચાખવાનો વખત આવ્યો હું કેવો મુર્ખ ? મશ્કરીનાં કેવાં માઠાં ફળ ? ! ! અફસોસ અફસોસ.

થોડી વારે ચંચળને સોધતાં હરગોર, રતનલાલ, તથા બીજા પરોણાઓ અને પેલો લુચ્ચો હીરાલાલ મારા ઉતારે આવ્યાં. ચંચળ, શર માઇને તેજ વખતે સઘળાની નજર ચુકાવી નાશી ગઇ. એટલી એ વખતે એને મારા પર મહેરબાની કરી. રતનલાલ મારા ઉપર ડોળા ઘુરકાવી બોલ્યા, કેમરે લુચ્ચ ! આ સઘળા તારાં કારસ્તાન છે કે ? કયા ગયો તારી સાથેનો બીજો ભામટો ? તરખટીઓ ! આવાંજ કામ કરોછે નેં? જા નિકળ મારા ઘરમાથી, કર તારૂં કાળુ. ફરીને હવે આંહી આ દ્વાર-પર પગ મુકતાના. એમ કહી મારો હાથ પકડી મને ઉભો કર્યો હું નિરાશ વદને બોલ્યો, સબુર કરો. મારો સામાન લઇ હું આ ચાલ્યો.

સઘળો સામાન સમેટી હેલકરીની પણ દરકાર નહીં કરતાં જેમ તેમ કરી ગાડીઓ ઊભા રહેવાના ઠેકાણે મોહનલાલ આવ્યો, ને ગાડીનું ભાડું હરાવી તેમાં સઘળો સામાન જેમ તેમ નાંખી સ્ટેશન ભણી સીધાવ્યો.

પરોણાઓ, મોહનલાલપર રતનલાલે કરેલી ઉધ્ધતાઇ જોઈ ડંગ થઈ ગયા. મોહનલાલના ગયા પછી તેઓ આગળ સઘળો ખુલાસો કરવા રતનલાલ ડોસા બોલ્યા. આથી અચંબો થવા જેવું કાંઈ નથી. તેની લુચ્ચાઈનું ફળજ મેં આપ્યું છે. અમો જ્યારે મુંબાઈ રહેતા હતા ત્યારે અમો જે માળામાં રહેતા હતા તેજ માળામાં એક ભલો સાદો અને પોતાના ખરચ જોગ કમાણી કરનાર એક કાઠીઆવાડી

રહેતો હતો. તે અવાર નવાર મારી પાસે બેસતો ઉઠતો, તેથી મારે તેની સાથે ધાડી મિત્રાઈ બંધાઇ. પણ તે ઝાઝીવાર રેહેવા પામી નહીં. કેમકે તે થોડા અરસામાં પોતાના પાપ પુન્યનો જવાબ આપવા પરમેશ્વરને દ્વારે પહોંચી ગયો. તેના છોકરાએ પણ તેના બાપ જેવીજ ઓળખાણ રાખી હતી. પણ તેના બાપ જેવા ગુણ તેન માં હોય એમ મને ભાસતું નથી. પણ મિત્રાચારીના સબંધે તેને દી ળી કે દસરાના તહેવાર પર અવાર નવાર બોલાવતા, તેમજ તમારી સામેથી ગયો તે પણ અમારી રહે ાની જગાના સામા માળામાં રહેવાથી કાંઈ સ્નેહ જોડાયો હતો. તેથી આ વખતે તેને પણ આમંત્રણ મારા મંત્રના પુત્રના પત્રમાં લખ્યું હતું. મારી દીકરી અમારા એક નાતીલા ત્રિભોવનદાસ, જે મુંબાઇમાં મોટા વેપારીને ત્યાં નોકર છે તેને આપવાને. અમો ધણી ધણીઆણીનો વિચાર હતો તે માણસ વેપારી લાઇનમાં ઘણો કલેવરને બહુજ બાહોસછે. તેમજ દેખાવમાં પણ ઘણોજ ફુટડો છે. તેનું અને મારી દીકરીનું મન મેળાવવા તેને પણ આ ટાણે મારા ભલા મીત્રના પુત્રના પત્રમા આમંત્રણ કર્યું હતું. પણ બંન્ને લુચ્ચાઓએ એને નહીં લાવતાં ભળતોજ આ માણસ ને અત્રે લાવ્યા છે. અમો તે સખ્સને જોયેલો નહી હોવાથી આજ સુધી અમો અંધારામાં અથડાઈ પડમાં હતાં. પણ આજ સવારેજ સઘળો ખુલાસો થતાં અચરતીની સાથે અજવાસમાં આવ્યાં છીએ, કેવા લુચ્ચાને ઠગારા લોક! કેવી અજબ મશ્કરી! આગળ જતાં આબરૂને હર ત આવે તેમ છે. પણ હવે જે બની તે ખરી. જે થયું તે ઠીકજ થયું છે. આ પણ કાંઇ તેનાથી ઉતરે તેમ નથી. "મીયાં બીબી રાજી, તો કયા કરે મીયાં કાજી" એ કહેવત અનુસારે થયું છે. મારી છોકરીનો મુળથીજ જીવ આની ઉપર હતો તેમ આ છોકરાનું મન પણ તેની ઉપર હતું. ફકત અમો ધણી ધ ીઆણીનોજ જુદો મત હતો. પણ જો હીરાલાલ મારાથી મળતો ચાલશે તો અને પોતાની નીતિની ખાત્રી કરી આપશે તો મારી ચંચળ કદી પણ બીજાને આપોશ નહી.

આ સાંભળી હ કોર જરા તાસુીને બોલી. શું બોલ્યા? કયાં એ ત્રિભોવન અને કયાં આ હીરાલાલ? છોકરો તો કાલ ઉઠીને કહે શે કે હુતો ભંગીને વરીશ. એમ કરવા દેજો ત્યારે.

રતનલાલ નરમાશથી બોલ્યા, આમ શું બોલે છે? જરા વિચાર તો ખરી! આપણુ બે શી રીતે પરણ્યાં? લાકડે માકડું વળગાડયા

કરતાં અરસ પરસના સ્નેહથી સપડાવા સારાં છે ભલી થઇ કેમ મુલે છે !

ઠીક ત્યારે, તમારી મરજી. હરકોર હાવકી થઈ બોલી.

આટલી વાત ચીત કરી ત્યાંથી સર્વ મંડળ વિખરાઈ ગયું. અને સૌ સૌના કામે વળગ્યું.

મોહનલાલને એકાએક દામોદરનો મુંબાઈમાં ભેટો થતાં, મોહનલાલ તેના ઉપર એકદમ ઉતરી પડયોને બોલ્યો. ઘણું સારૂ કર્યું ? તેં મીત્રાઇનો હક તો સારો બજાવ્યો. હું તને નહોતો જાણતો કે તું આવો કપટી માણુસ છે !

પણ શું છે ? એક દમ ગુસ્સે થવાનું કારણ ? દામોદરે અચરીજ થવાનું ડોળ કરી પુછયું.

જાણીને શાને પુછે છે ! હીરાલાલની જોડે મારી પણ મસ્કરી કરી ને ? હુજ મુર્ખો કે તારૂં કહેવુ માની તારી સાથે આવ્યો મોહનલાલે નિસ્તેજ વદને કહ્યું. ભલા માણસ પણ હવેથી આવી રીતે બીજાને ફશાવતો નહીં, મહેરબાની કરી હવે તારૂ મૂખ મને બતાવતો ના.

દામોદરે નરમાશથી કહ્યું ભાઇ સાહેબ મારી ભુલ થઈ. એ રાંડે મારી પેઠે તને પણ નિરાશ કર્યો કે ?

જેની સાથે આપણે સમાગમ કરી આપ્યો અને તેથી બંન્નેની પ્રીત સજ્જડ બંધાઈ તો કેવી રીતે બીજાને કબુલ કરે ? વળી તેઓનો સ્નેહ તો ઘણો જુનો હતો તેને આપણે હાથે કરીને તાજ્જો ને વધારો કરી આપ્યો. આપણા જેવા મુર્ખા કોણ ? મોહનલાલ બોલ્યો,

દામોદર કહેવા લાગ્યો. મને આવી ખબર નહોતી, જો આમ જાણતો હોત તો તેને આપણે સાથે લેત નહીં. પણ હાથના કર્યાં હૈયે વાગ્યાં. ફકત મારૂ કામ સાધવા માટેજ મેં તેને લીધો હતો. પણ નહીં થયું મારૂં કામ તેમ નહીં થયું તારૂં કામ. મસ્કરી કરતાં ઠઠ્ઠો થઇ ગયો.

હવેથી આવી મસ્કરી કરતો ના, અને બીજાને ફસાવતો ના, મોહનલાલ બોલ્યો મસ્કરી રીતસરની હોય, ઘણામાં સાર નહીં.

આ મસ્કરી ઘણી ગંભીર થઈ ગઇછે, દામોદરે કહ્યું પણ મહેરબાની કરી આ બનાવનો રોષ તારા મનમાં રાખતો નહીં. તેઓ કાંઈ મારા વિષે બોલતા હતા ?

ખુટો રતનલાલ મારાપર એટલો ઉતરી ગયો કે જો બીજા પરોણા તેની સાથે ના હોત તો મારો બરડો હલકો કર્યા વગર રહેત નહીં પણ જે થયું તે ઠીક થયું કે ટુંકાણમાં પતી ગયું. મોહનલાલે કહ્યું. હવેથી તેના દ્વાર પર પગ દેવાની આપણ બંન્નેને સખત મનાઈ કરેલી છે. ભલા માણુસ એવા સારા સદ્‌ગૃહસ્થની આમ મસ્કરી કરવી જોઇતી હતી ? મસ્કરીનું કેવું ફળ નિકળ્યું તે જાણ્યું ને ?

માફ કર. હવે એ વાત સંભારતો ના. મને હવે મારા કામનો બહુજ પસ્તાવો થાય છે. હાથે કરીને બેસવાની ડાળ ભાંગી દામોદર નિરાશ વદને બોલ્યો. લે હવે હું રજા લઉં છું.

હા. જા અને તારા કરેલા કૃત્યનો તેઓ પર માફી પત્ર લખજે મોહનલાલે કહ્યું. તે એવા ચીકણા માણુસ નથી કે રોષને લંબાવે.

ઠીક છે. હું તેમ કરીશ. દામોદરે કહ્યું. બંન્ને હાથ મળાવી એક એકના કામે ગયા.

આ વાર્તાનો સાર એવો છે જે કોઇની મસ્કરી કરતાં પહેલાં વિચાર કરવો કે આમાંથી શું પરીણામ નિપજશે. ભલા થઇ કોઇની મસ્કરી કરવાની આદત રાખવીજ નહીં એ સૌથી ઉત્તમ માર્ગ છે. મસ્કરી, એ ક્લેશનું બીજ છે. અને ઘણીક વખત તેથી ઘણા ભયંકર પરીણામ આવે છે.

## હિંદુઓને બે બોલ.

### ભુજંગી છંદની ચાલ.

અરે હિંદુઓ સૌ પ્રમાદી થયા છે, બધા હુન્નરો દેશમાંથી ગયા છે.  
ભરે પેટ કંઈ નોકરીને કરીને, ભરે પેટ કંઇ તો રખડતા ફરીને;  
ભરે પેટ કંઇ જગતમાં ભીખ માગી, ભરે પેટ કંઇ કો બનિને વેરાગી.  
ભરે પેટ કંઈ ચોરી ચાડી કરીને, ભરે પેટ કંઇ દુષ્ટ બુધ્ધિ કરીને;  
નથી હુન્નરોને કદી હાથ કરતા, કરી શુ કમાઈ નથી કોઈ ઠરતા.  
બની ઓશિઆળા મહીં સુખ માને, ન સ્વપ્ને સ્વતંત્રા કદાપિ ન જાણે;  
અરે શું હવે ઉંઘ નહીં કાં ઉડાડો, ઘણો કાળ ગાળ્યો હવે આંખ ઉઘાડો.  
હરી લક્ષ્મી તમ પર રહે ખુબ ત્રાડી. રહ્યા જોઈ શું રે બનીને અનાડી;  
હઠાવો હરફો કરી શૂરસાઇ, ફરો ચાર ખુણે પતાકાજ સાઇ.



# પરોપકારી પ્રમોદશંકર

મીત્ર મીત્ર સૌકો કરે, તાલી મીત્ર અનેક
ભીડ પડે આવી અડે, વો લાખનમેં એક

પ્રમોદશંકર, પ્રમાણીક, બહાદુર, હીમતવાન અને સહાસીક તેમ પરોપકાર કરવામાં પાછો ન પડે એવો નર હતો. હીમતવાન ઘણ નર હોય છે. પણ જે માણુસ પોતાના મનને જીતે છે તેની હીમત સૌથી શ્રેષ્ટ અને વિચક્ષણુ પ્રકારની હોય છે. તે મુજબ પ્રમોદ શંકર પોતાનું મન વશ રાખવામાં ઘણો હીમતવાન નર હતો.

તેણુ પોતાની નાતની અને તેના મહોલ્લામાં રહેતી એક નવ યૌવનાનું મન હરણુ કર્યું હતું, જ્યારે તે બંન્ને નાનાં હતાં ત્યારે સાથે રમતાં હતાં, તેમાંથી અરસ પરસ એવી ધાડી દોસ્તી બંધાઇ ગઇ હતી કે એક બીજાને દેખતાં નહીં તો તેઓ ચિંતાને ચાકડે ચડતાં.

તે છોકરી પૈસાદાર તેમજ સારા કુળવાન ગૃહસ્થની પુત્રી હતી અને તેના બાપને એકે એક પુત્રી હોવાથી ઘણા લાડમાં ઉછરી હતી.

જ્યારે આપણો પ્રમોદશંકર સમજણુના ઘરમાં આવ્યો એટલે તેને તે છોકરી સાથે થયેલા સ્નેહનું ભાન આવવા લાગ્યું, એક સમે પોતે એકલો પોતાના ખાનગી ઓરડામાં બેઠો હતો ત્યારે. તે છોકરી જે હાલતમાં ઉધ્ધરી છે તેવીજ રીતે હું તેને કેમ રાખી શકીશ ? ક્યાં તેનો પહેરવેશ, કેવું તેનું હરવા ફરવાનું, અહા હા ! ! શી તેની મૃદુતા, કેવા કોમળ અવયવ, કયાં તેનું ધન, શું તે મારા લાયક છે? નહીં, નહીં, કયાં રાજાભોજ ને કયાં ગાંગો તેલી, એવો વિચાર આવ્યો.

પ્રમોદશંકર, ગરીબ મા બાપના ઘેર જનમ્યો હતો. તેથી તેની પાસે કાંઇ પણ પુંજી હતી નહીં તેમ ઇજનેરની પરીક્ષામાં તે તરતનોજ પાસ થયેલો હતો; તેથી તે વખતે તે નોકરી મેળવવાની શોધમાં ફરતો હતો, તે માટે તે તવંગરની છોકરીને પરણુવા અસકત હતો. અને તેજ કારણુને લીધે તેના મનમાં એવો વિચાર ઉત્પન થયો.

આવો વિચાર ઉત્પન્ન થવાથી તેની સાથે જે સ્નેહ હતો તે દીન પર દીન ઘટાડવા માંડયો.

કમળા, એક તવંગર માણુસની દીકરી હતી, અને ઘણાં લાડમાં ઉછરી હતી. તેનું સ્વરૂપ સામા માણુસને અંજાવી નાંખે એવું હતું. વિદ્યાભ્યાશમાં પણુ ભલ ભલાને હરાવતી હતી. તેના મા બાપ પાશ્ચિમાત્ય કેળવણીના લીધે પોતાને મન ગમતો પતિ મેળવવાની

તેને છુટ આપી હતી. પોતાનો ધર્મ શું છે? તે સમજી મા બાપે આપેલી છુટનો કાબુમાં રહી ઉપયોગ કરતી હતી. તે પૈસાને બીલકુલ ચહાતી નહોતી, તેમ મોજ શોખની રસીલી નહોતી. ફકત પોતાના લાયક પતિ મેળવવા મથન કરી પ્રમોદશંકર પોતાના લાયક છે એમ ધારીને તેને પસંદ કર્યો હતો.

પ્રમોદશંકર, કમળા ઉપરથી પ્યાર ઓછો કરી તેનાથી દુર રહેવા ચાહતો હતો; અને તેથી તે તેનાથી દુર રહેવા લાગ્યો. એટલે કે કમળાને પોતાનું દર્શન આપવું તદન બંધ કરી દીધું. તેથી તેને ભારે દુઃખ તો થવા લાગ્યું, પણ પરાઇ છોકરીને ફસાવી તેને દુઃખી નહીં કરવી એ વિચારથી તે દુઃખનો બોજો પોતાના શિર સહેવા કબુલ થયો.

એવામાં કમળાના સ્વરૂપથી મોહી તેનીજ નાત અને તેના જેવી સ્થિતીનો એક છોકરો કમળાનો હાથ મેળવવા ઉભો થયો.

આ વાત પ્રમોદશંકરના જાણવામાં આવવાથી તે ઘણો દીલગીર થયો કારણ કે જો પૈસાદારનો પુત્ર કમળાનો હાથ મેળવવાને ઉભો થયો હોત તો તેને જરા પણ દુઃખ મનમાં લાગત નહી; અને ઉલટો તેવા સંબંધથી તેને આનંદ ઉત્પન્ન થાત પોતે જે કારણથી તેને તજી દીધી હતી, તેતો તેમને તેમ ઉભું રહ્યું; તેથી તેને તે કોમળ કુમારી તરફની ચિંતા વધવા માંડી, અને મન સાથે બડબડવા લાગ્યો કે,

કેવો મુર્ખ ! પોતાની સ્થિતી વિચાર્યાં વગર આવું જોખમદારી કામ માથે ઉઠાવવા તૈયાર થયો છે. સ્વાર્થ આગળ પરાર્થ દેખાતોજ નથી. કયાં પૈસાની પુંતળી અને કયાં મુફલીશ! ઘોડા, ગધેડા જેટલો તફાવત. પણ મને નથી લાગતં કે એ સદ્‌ગુણી સુંદરી એને કબુલ કરે? ભલેને એ મેળવવા મથન કર્યા કરે. આપણા સવાર્થ આગળ પારકા અર્થને નહીં જોનારને ધિઃકાર છે.

એક દીવસે કમળાનો હાથ ગૃહણ કરવા ઇચ્છિનાર ઇચ્છારામ, પ્રમોદશંકરને રસ્તામાં મળ્યો, અને કેટલીક આડી તેડી વાતો કરી કમળા મેળવવા સબંધી વાત ઇચ્છારામે પ્રમોદશંકર આગળ છેડી તેને જાણ નહી હતી કે પ્રમોદશંકર કમળાને ચાહે છે.

ઇચ્છારામે ઇચ્છા જણાવી કહ્યું, ભાઇ મહેરબાની કરી એક મારૂં કામ કરશો તો હું આપનો મોટો ઉપકાર માનીશ.

પ્રમોદશંકર પ્રસન્ન વદને બોલ્યો. બોલો શું છે ? મારાથી

અને એવું હશે તો હું જરૂર કરીશ.

પ્રાણુશંકર ભાઇની સાથે મને ઓળખાણ કરાવી આપશો ? ઇચ્છાલાલે કહ્યું, હા તેમની સાથે ઓળખાણ કરવાનું કાંઇ કારણ ? પ્રમોદશંકરે પુછ્યું.

કારણ ઘણું મોટું છે, અને તે કહેવા મારી ઇચ્છા નથી ઇચ્છારામ બોલ્યો.

તેમાં તમને શી હરકત છે ? પ્રમોદશંકરે કહ્યું

હરકત ઘણી મોટી છે.

પણ તે મારા આગળ ? જો એમ હોયતો તમારૂં કામ તમે તમારે હાથેજ કરી લેજો. હું તો મારે આ ચાલ્યો, એમ કહી પ્રમોદશંકરે રસ્તો માપવા માંડયો. તે જોઇ ઇચ્છારામે હાથ પકડી ઉભો રાખી બોલ્યો.

ઉભા રહો મારા સાહેબ ? આમ રીશ કરવી તમને શોભે કે ? તે વાત નહી કરવાનું કારણ એટલુંજ છે કે, કામ થયા પછી વાત કરવી એ ઠીક કહેવાય

પણ એવું શું કામ છે ? જે કહેતાં અચકાઓ છો ? પ્રમોદશંકરે કહ્યું,

ઇચ્છારામે કહ્યું, સાંભળો, મારે કમળા સાથે સ્નેહ સાંકળ જોડવા મરજી છે. પણ મહેરબાની કરી આ વાત કોઇ આગળ કહેતા નહીં.

સ્મિત હાસ્યથી પ્રમોદશંકર બોલ્યો વાહ ભાઈ વાહ ! કામ તો તેં ઠીક બતાવ્યું. પણ ભલા માણસ તારી સ્થિતી શું તેની બરાબરની છે ? કાંઈ વિચાર કર, વિચાર. જે કાંઈ કામ કરવું તેનો સારી પેઠે વિચાર કરવો, અને પછી તે કામ કરવું, કે પાછળથી પસ્તાવો કરવાનો વખત આવે નહીં. સહાસ એ સુખનું સત્યાનાસ વાળનાર છે. માટે મારી સલાહ માને તો એ વાત જવા દે. કારણકે એને પાળવા જેટલું તારૂં ગજું નથી.

તેનું તમારે કામ છે ? ઇચ્છારામ જરા ચીરડાઇને બોલ્યો. જે ધણી કામ કરશે તેનો વિચાર કેમ નહીં કરે ? તે પૈસાદારની પુત્રિને મારામાં પાળવા જેટલી શક્તિ હશે તોજ હું તે કામ કરવા હામ ભીડતો હઇશ.

નથી તારી પાસે પુંજી, કે નથી કાંઇ આંવક, તેમ તારે કાંઈ મોટી નોકરી નથી કે તેની તું સઘળી ઇચ્છા પુરી કરી શકીશ. પોતાના બાપને ઘેર જેને પાણીનો લોટો સરખો નથી ભર્યો તે તારે ઘેર આ-

વી તારૂં શું લીલું વાળશે ? જરા વિચાર તો કર, ચાકર નફર કે ગાડી ઘોડા રાખવાની છે તારી શક્તિ ? શાને માટે તારો સંસાર દુઃખી અવસ્થામાં કાઢવા માંગે છે ? તેટલાજ માટે તો મેં મારો સ્નેહ તેનાથી તોડી નાંખ્યો. તે મારી સાથે વરવા ઘણી ખુશી છે, ને તે મને પોતાના જીવથી પણ વધારે ગણે છે. પ્રમોદશંકરે શીખામણના ટેકા રૂપે જણાવ્યું.

છેલ્લું વાક્ય સાભળી ઇચ્છારામ જરા અચંબો તો પામ્યો. પણ તેની તેને જરાએ અસર થઈ નથી એવું ડોળ કરી બોલ્યો. તમારામાં કમાવાની શક્તિ નહીં હોય ? જાઓ મારા સાહેબ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે લો મોંહ ધોવા જઇએ કે ? હું જે તેનો હાથ મેળવવા હીમત કરૂં છું તે કાંઈ અમસ્થી કે ? મને તમારા જેવો ના સમજતા ? મારી પાસે પુરતા સાધન હશે તોજ મેં આમ હામ બીડી હશે. કાંઇ હું મુર્ખ નથી કે બીજાને ઉંડા કુવામાં ઉતારી હું અને તે દુઃખી થઇએ ?

વારૂં જેવી તારી મરજી ? મને તો તે વાતમાં કાંઇ હરકત નથી, પણ હું તો તારા ભલાની ખાતર કહું છું. તું મારો સ્નેહી છે તેથીજ તને આટલી વાત કરી છે. કાંઈ માઠું લગાડતો નહીં.

જાઓ મારા સાહેબ ! શીખામણ દે તેના ઉપર માઠું હોય કે? પણ તે બાબતની તમારે કાંઈ પણ ધાસ્તી નહીં રાખવી. ઇચ્છારામ જરા ધીરેથી બોલ્યો. હાલતો તમે મને આવી સ્થિતીમાં દેખોછો પણ થોડા દીવસ પછી મારી સ્થિતીમાં કેવો ફેર પડે છે તે તમે જોશો.

તે ભોળા દીલનો પ્રમોદશંકર, ઇચ્છાલાલની વાતથી અંજાઈ જઇ, ઠીક છે ત્યારે આવજે આવતા રવીવારે, આપણે બે તેના ઘેર સાથે જઇશું. અને તારી ઓળખ પ્રાણશંકરભાઈ સાથે કરાવી આપીશ. પછી કાંઈ ? ! !

મોટી મહેરબાની અને તે કામથી હું આપનો પારાવાર આભાર માનીશ. ઈચ્છારામે આનંદથી કહ્યું. લ્યો હવે મને રજા છે ? વખત ઘણો થયો છે. તસ્તી માફ કરજો મારા મહેરબાન !

સ્નેહીનું કામ કરવામાં તસ્તી શું ? એમ કહી બંન્ને અરસ પરસ હાથ મેળાવી છુટા પાડયા.

પ્રમોદશંકર જતાં જતાં વિચારવા લાગ્યો કે, કહો ન કહો પણ થોડા દીવસમાં તેને જબરો તડાકો પડવાનો હશેજ. નહી તો પૈસાદારની તેમજ સુધરેલી કન્યા મેળવવા ઇચ્છા ના કરે. એમ તો એ પણ સમજતોજ હશે કે, પૈસાદારની છોકરી આવી શું પાણી વા-

સીદાં કરશે ? કે શું રાંધશે ! કે કાંઇ ઘરનું બગડયું સગડયું સુધારશે ? પોતાને પીવા માટે પાણી બીજા પાસે માગશે તો બીજું તેનાથી શું થવાનું છે. બિચારી કમળા હાલ જેવી સુખમાં છે તેવીજ સુખમાં પડે એટલે નિરાંત. કમળાની હવેલી નીચેથી જતાં કમળાનો ખોંખારો સાંભળવાથી ઉંચુ જોઈ; તરત દ્રષ્ટીને પાછી ખેંચી લઈ નિરાશ વદને પોતાના ઘરમાં ગયો.

પ્રમોદશંકરે, ઇચ્છારામને પ્રાણશંકર સાથે ઓળખ કરાવી આપી અને ધીરે ધીરે ઇચ્છારામે પોતાનો એખલાશ વધાર્યો. થોડા દીવશમાંજ સૌની સાથે એટલો બધો હળી ગયો કે, ઘરના સૌ માણસો એક દીવશ ન દેખતાં તો ભારે વિમાસણમાં પડતાં. કમળા પણ તેને દીન પ્રતિ દીન વધારે ચહાવા લાગી, અને પ્રમોદશંકર ભણીથી પોતાનું મન આસ્તે આસ્તે ઉતારવા લાગી. આથી વાંચનારને કેવું માઠું લાગ્યું હશે કે સ્ત્રી જાત તદન બેવફા છે. પણ તેનું પરીણામ આગળ વાંચેથી માલમ પડશે, અને તેથી તે સ્ત્રિને તમે જરૂર વખાણ્યા વિના રહેશો નહી;

એક દીવશ કમળાના ઘરમાંથી નીકળી ઇચ્છારામ, પ્રમોદશંકરને મળવા તેને ઘેર આવ્યો. પ્રમોદશંકરે સત્કાર કરી તેને નીચે બેસારી બન્ને જણા પાન સોપારી ખાવા લાગ્યા. ઇચ્છારામે હળવે રહી કમળાના સ્નેહ વિષે વાત ઉખેડી. ભાઇ ! તમારી કૃપાથી મારી મહેનત ફળી છે. કમળા મને કમળસન સમજી જરા પણ મનથી અળગો કરતી નથી. શું કમળાની ખુબી ! કેવી મધુર વાણી ! તેના આગળ કોયલતો કાંઈ હીસાબમાંજ નથી. કેવું સ્વરૂપ ? બસ બસ હુંતો મારાં ધન ભાગ્ય સમજુંછું.

આ સાંભળી પ્રમોદશંકર અચબાની સાથે જરા પુષ્પની પેઠે કરમાયો, પણ ઉપરની સઘળી વાત ધીરજથી સાંભળી. તે એમ ધારતો હતો કે કમળા તેને કબુલ નહી કરે, પણ ઉપરની વાતથી ધારેલી ધારણા ધુળ મળી. તેમ કમળા અને ઇચ્છારામ વાતો કરતાં હોય, અને ત્યાં આગળથી પ્રમોદશંકર જતો હોય તોપણ કમળા તેની તરફ જોવાના અખાડા કરતી. જાણે તેની સાથે બીલકુલ ઓળખાણજ નથી એમ લોકોની દ્રષ્ટીએ દેખાડતી. આથી પ્રમોદશંકરે મન સાથે નકકી ઠરાવ કર્યો કે જરૂર કમળા, ઇચ્છારામ સાથે થોડા દીવશમાં પરણશે. એ આશામાંને આશામાં બે ચાર પખવાડીઆં વહી ગયાં તો પણ તે બાબતની કાંઈ પણ હીલચાલ તેના જોવામાં આવી નહીં, તો પણ કેટલાક મહીના વિત્યા બાદ ઇચ્છારામ તરફથી

તેને જબરો ફટકો પડયો.

એક દીવશે પ્રમોદશંકર નોકરી મેળવવાના વિચારમાં બેઠો હતો, તેવામાં ઇચ્છારામ ધસ્યો ધસ્યો તેની પાસે આવ્યો; અને બોલ્યો.

મને મુબારકબાદી આપો. કારણ કે કમળા તદન હવે મારીજ થઇ ગઈ છે અને મારા સમાગમથી તેના મા બાપ ખુશી થઈ તેની દીકરી મને આપવા કબુલ થયાં છે. આ છેલ્લું વાકય બોલતાં ઇચ્છારામના આખા અંગે આનંદ વ્યાપી રહ્યો હતો, તે તેના ચહેરા ઉપરથી સ્પષ્ટ માલમ પડતું હતું.

ઇચ્છારામનું બોલવું સાંભળી, પ્રમોદશંકર પ્રમોદથી બોલ્યો. તે કામની હું તને મુબારક બાદી આપું છું: હું ખરા જીગરથી કહું છું કે, તમે બેઉ જણા ઘણા ખુશી થાઓ, અને તમારૂં જોડું અમર રહો. પણ તમારાં લગન કયારે છે તે કહેશો ?

ઇચ્છારામ બોલ્યો શું લગન ? હજી તેનો દીવસ મુકરર કર્યો નથી. તેમ હજી તે સબંધી કમળા તરફથી કાંઈ પણ પ્રતિઉત્તર મળ્યો નથી, પણ મને આશા છે કે જરૂર જરૂર તે મારી સાથે પરણશે, અને તે સબંધીનો ઉત્તર આવતી કાલે આપવા મને જણાવ્યું છે.

આથી પ્રમોદશંકરને પોતાની ધારેલી ધારણમાં ટેકો મળ્યો, પણ જયાં સુધી તે સબંધી કમળા તરફથી કાંઇ પણ ઉત્તર મળ્યો નથી ત્યાં સુધી તે ટેકો નકામા જેવો જણાયો.

પ્રમોદશંકરે પુછયું, વારૂ પછી ?

પછી શું ? તેને પરણી મારે ઘેર લઇ જઇશ અને મારૂં ઘર દીપાવીશ. અમો બંન્ને અમન ચમનમાં રહીશું. ખરૂં પુછો તો આ મને તમારાથી મળ્યું છે ઇચ્છારામે કહ્યું. આખા જગતમાં પ્યારામાં પ્યારી લાગે એવી વસ્તુ જે આ સ્ત્રિ, તેની સાથે ઓળખાણ કરાવનાર તમેજ છો. આ ઉપકાર હું કદી વિશરીશ નહીં. મારા કોઠારીની જગા તમારે લેવી પડશે.

પ્રમોદશંકરે જરા નિસ્તેજ મુખે જવાબ આપ્યો કે, તે બનવું મુશકેલ છે. કારણ કે તે વખતે ભાગ્યેજ હુ આંહી હઈશ.

કેમ તમો કયાં જવાના છો ? ઈચ્છારામે પુછયું.

હાલ કાંઇ નકકી પણ કહી શકતો નથી; પણ ઘણું કરીને પ્રદેશની કાંઈ નોકરી કરવાનો મારો વિચાર છે. પછી જે બને તે ખરૂં.

ઠીક છે ! પણ આંહી હો તો મારી માગણી પાછી ઠેલતા નહીં.

એટલું કહી ઇચ્છારામ, પ્રમોદશંકરની રજા લઈ પોતાના ઘર ભણી ગયો.

ઇચ્છારામના ગયા પછી પ્રમોદશંકર બળાપો કરવા લાગ્યો ને મન સાથે બોલ્યો કે આ શી ગજાવિનાની વાત કરે છે? જે વારસાની આશા એ રાખે છે ને કદાપી દૈવયોગે તે ના મળ્યો તો શી વલે? કમળા સબંધીતું ખરચ ઉપાડવું તેને ભારી થઈ પડશે. તેને તો ઠીક, પણ કોમળ કમળાના શિરપર દુઃખનો બોજો, આવી પડશે. પોતાને હાથે પાણી નહી પીધેલું કે કાંઇ સળી સરખી પણ નહીં હલાવેલી તેનાથી ઘરના પાણી વાસીદાં અને સીધું સામાન શી રીતે થઇ શકશે? સ્વભાવની ગરીબ છે તેથી લાચારીથી સઘળું કામ કરશે, પણ અહરનિશ પોતાના કામથી પસ્તાઈ મનમાં બળી શરીર શોષવિ નાખશે. જોઈએ છીએ શું થાય છે તે. એટલું બોલી મનને ઠેકાણે, લાવી તે પોતાના કામે વળગયો. કારણકે તેના આગલે દીવસે નોર્થવેસ્ટર્ન રેલવેની સડક બાંધવા માટે એક ઇજનેરની જરૂર હતી અને તે સડક બાંધવાનો કોન્ટ્રાક્ટ રાખનાર આશામીએ તે જગા પ્રમોદશંકરને આપવા પોતાની મરજી બતાવી હતી, તેથી તેના આવેલા કાગળનો જવાબ આપી તેમાં તે જગા કબુલ રાખવા પોતાની ખુશી દેખાડી અને બીજે દીવસે ત્યાં જવા તરત ઉપડી ગયો.

જે જગાએ એ ગયો હતો તે જગા મંદવાડનું સ્થાન હતું. ત્યાંની હવા તથા પાણી બંન્ને ભલુજ ખરાબ હતાં એના જેવી માંદગીની જગા બીજી કોઈ ભાગ્યેજ હશે? તે ઠેકાણે રેલવેનું એક મોટું નીંગું બાંધવાનું હતું. તેજ કામ પ્રમોદશંકરની દેખરેખ નીચે સોંપ્યું. ગમે જેવો સાજો તથા મજબુત બાંધાનો માણસ પણ આ સ્થળે માંદો પડ્યા વિના રહે નહી કારણકે ચોમાસાનું પાણી પસરી જવા જેવી તે જગા સીધી હતી નહીં. એવી વાંકી ચુકી જગા હતી કે આજ પડેલું પાણી સપાટીએ ભાગ્યેજ આઠે દીવસે આવતું. એ પાણી ભરાઇ રહેવાથી શીયાળામાં ગંધાઇ ઉઠતું અને તેથી ત્યાં રહેનારને મેલેરીયા તાવ લાગુ પડતો. જેને એ તાવ લાગ્યો કે પરમેશ્વરને ઘેર પહોંચ્યોજ છે. આ વખતે પણ તે તાવથી દરરોજ ત્યાં ઘણાં મરણ નિપજતાં હતાં. પ્રમોદશંકરનો બાંધો મજબુત હોવાથી તથા સાવચેતીએ ચાલવાથી આ તાવની અસર તેના ઉપર બીલકુલ થવા પામી નહીં.

એ પ્રમાણે છ મહીના વિત્યા બાદ એક દીવસે તેના રહેવાની જગાએ ડાક્તર આવ્યો. તે ડાક્તર તે વિભાગના દરદીઓની માવજત

કરતો હતો તેથી ત્યાં અવાર નવાર આવવા જવાથી પ્રમોદશંકરને સારી પેડે ઓળખતો હતો, તેથી પ્રમોદશંકરની સાથે હાથ મીલાવી તે બંન્ને બેઠા પછી એક બીજાના રાજી ખુશીના સમાચાર પુછ્યા. પછી આવેલા ડાકતરે કહ્યું. મી. પ્રમોદશંકર! આંહીથી બે માઇલ દુર તમારી જાતીનો અને તમારા ભણીનો એક આદમી મરવા સુતો છે. એને આંહીનો જેરી તાવ લાગુ પડેલો છે. તેનું અત્રે કોઇ માયા પિછાન વાળું જણાતું નથી, કારણ કે તેનું નામ ઠામ કે તે આંહી શું કરવા આવેલો છે તે કાંઈ કોઇ બતાવતું નથી. હમણા તે કાંઈ શુધ્ધીમાં નથી, પણ મરવાની અગાઉ સેજ સાવધ થશે. તમે તેને જોવા આવશો? કારણ કે તે ધર્મનું કામ છે. તેને કાંઇ પોતાના દેશમાં કહેવડાવવું હોય તો તેની વાત તમો સમજી શકો. કારણ કે હું ગુજરાતી બરોબર જાણી શકતો નથી.

પ્રમોદશંકરે ઘણી ખુશી સાથે જણાવ્યું કે, મારી એ ફરજ છે. અને હું તમારી સાથે આવવા તૈયાર છું. પણ દીલગીર છું કે મને એ વિષેની આગમચથી કાંઇ ખબર મળી નહીં.

બીજું બધું કામ પડતુ મુકી તથા ધણીના ઠપકાને ધ્યાનમાં નહીં રાખતાં બંન્ને જણાં ત્યાંથી નીકળી મરણ પથારીએ પડેલા ગુજરાતી પાસે જઈ પહોંચ્યા. તે ગુજરાતી માંદગીથી બહુજ તવાઈ ગયેલો હતો. તેઓ બંન્ને તેની પાસે જઈ બેઠા તે વખતે તે બેભાન હાલતમાં બક બકારો કરતો પડયો હતો. આવી તેની હાલત જોઈ ઘણો ખેદ પામ્યો, અને ડાકટરને પુછયું કે સાહેબ એ કયારે શુધ્ધીમાં આવશે?

ડાકતરે જવાબ આપ્યો કે, હમણાં કાંઇ હું કહી શકતો નથી. કદાચ એક બે કલાકમાં તે શુધ્ધીમાં આવે; અને તેટલો વખત આપણે આંહી બેસવું જોઇશે?

બંન્નેને બેઠાને કેટલીક વાર થયા પછી તે માણસ પાછો બકવા લાગ્યો, પ્રથમ તો ધંગધડ વગરનું તે બોલતો હતો. પણ જેમ જેમ તે શુધ્ધીમાં આવતો ગયો તેમ તેમ તેનો બકવા કાંઈક મુદ્દાવાળો જણાયો. એ જેટલા બોલ બોલ્યો તેમાંથી એક એવો બોલ નિકળ્યો કે તે પ્રમોદશંકરના શરીરમાં ભાલાની પેઠે વાગ્યો. અને આશ્ચર્યની સાથે તે કોણ છે એ વિચારમાં પડયો વળી તે વધુ બબડયો કે કમળા મને એ ખબર નહીં હતી, મને કયાંથી ખબર પડે? તે વિષે પ્રમોદશંકરે કાંઇ પણ મને ઇસારો કર્યોજ નહોતો. તેથી મને એ ખ્યાલ સ્વપ્ને પણ કયાંથી આવે?

આ છેલ્લા બોલો સાંભળી પ્રમોદશંકર દીગમૂઢ બની ગયો. અને તે કોણ છે તેની ઇંતેજારીમાં તેની નજદીક જઇ તેના મોહોપર વિખરાયલા વાળ દુર કરી તેનું મુખ જોઇ ચોંકયો, અને મનમાં બોલ્યો કે એ બીજો કોઇ નહીં પણ કમળાના હાથની ઇચ્છાવાળો ઇચ્છાશમ છે.

તેને ચોંકતો જોઈ ડાકટરે પુછયું. શું ત્યારે તમે તેને ઓળખો છો ?

પ્રમોદશંકરે ઉતરેલે ચહેરે કહ્યું. હા, તે મારો જુનો મીત્ર થાય છે. ઉંડો નિસાસો નાંખી બોલ્યો અરે હાય! ડાકટર સાહેબ! શું એને બચાવવાનો એકે ઉપાય નથી? એમ કહી જરા ગળગળો થઈ ગયો.

આ ઠેકાણે તો નહીં પણ કદાચને પુનામાં ઉપાય થાય. ડાકતરે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

એમ હોય તો તમો ઝાઝીવાર ખોટી ના થતા. એ સબંધી સઘળો ખરચ આપવા તૈયાર છું. ગમે તેમ કરી જો તેનો જીવ ઉગારતો હોય તો, ગમે તેટલું ખરચ થાય તોપણ હું પાછી પાની કરીશ નહીં. પ્રમોદશંકરે કહ્યું.

આવો તેનો મક્કમ વિચાર જોઇ ડાકતર બોલ્યો, શું આ દોસ્ત તમને એટલો બધો પ્યારો છે કે તેને ખાતર તમે તમારા પૈસાની પણ દરકાર કરતા નથી?

પૈસા તો શું ? પણ તે જો બચે તેવો હોય તો આ મારો જાન પણ આપવા તૈયાર છું.

ધન્ય છે તમારી મિત્રાઇને! ડાકટરે ખુશી થઇ કહ્યું. હું તમારી આવી ચાલથી બહુ ખુશી થયોછું. પણ આટલું બધું કરવાનું કારણ ?

કારણ એટલુંજ કે, જે સ્ત્રી એને ચાહે છે તે મને ઘણી વહાલી છે. તેના સૈભાગ્યની ખાતરઅને બીજું મારા તેની સાથે સ્નેહની ખાતર તેને બચાવવા ગમે તેવા જોખમમાં ઉતરવા તૈયાર છું. મારા વહાલા! ઝટ કરો અને તેને મરણ પથારીએથી ઉઠાડવા ત્વરા કરો.

તે ડાકતર, પ્રમોદશંકરે કરેલો ખુલાસો સમજી ગયો અને બોલ્યો; મી. પ્રમોદશંકર! તમે અજાયબ જેવા હીમતવાન નર છો. પણ હવે વાતોમાં મારે વધારે વખત કહાડવો નહીં જોઇએ. કારણ કે જમના દુતો પોતાનું કાર્ય સાધવાની તૈયારીમાં છે. તે અગાઉ આપણે

અગમચેતી વાપરી તેને ફાવવા નહીં દેવા આપણું આપણા હથિઆર સજ કરીએ.

ઉપરનું વાક્ય બોલતાં ડાક્ટરની નજર પેલા માંદા માણસ ઉપર ગઇ અને જોતાંની સાથેજ ચોંકયો.

એ જોઈ પ્રમોદશંકર બોલ્યો. કેમ ચોંકયા સાહેબ ? કાંઇ નવું જુનું છે કે ?

ડાક્તર જરા ગભરાઇને ગભરાટથી બોલ્યો. તમારા મીત્રના ચહેરા ઉપર જરા નજર કરો. જુઓ જુઓ, તેના શરીરમાંનું સઘળું લોહી તેના મોહોડા ઉપર આવેલું છે, અને તેથી શરીરમાં સેજ પણ લોહી રહ્યું નથી. અહીંનો પ્રાણ ઘાતક તાવ એવીજ અસર કરે છે.

ત્યારે તો આપણે તેને જલદી લઈ જવો જોઇએ તાકીદ કરો.

પણ તેને આવી અણીના વખતે શી રીતે લઇ જવાય. ત્યાં પ્હોચતાં સુધી તેના પ્રાણ રહે એવી મને આશા નથી.

ત્યારે શું હું મારા મીત્રને ખેઈ દઇશ ? આંખમાં આંસૂ સહીત પ્રમોદશંકર બોલ્યો. ત્યારે હવે શું તેને ઉગારવાનો એકે ઉપાય આપના હાથમાં નથી ?

મી. પ્રમોદશંકર ? તમે ગભરાઓ નહીં. ઇશ્વર કૃપાથી તમારા મીત્રને હું સાજો કરી શકીશ. તેને ઉગારવાનો એક ઉપાય છે તે જો તમારાથી બની શકે તો.

શું છે ? શું છે ? જલદી કહો. હું તે કરવા તૈયારછું.

જો હમણાંને હમણાં કોઇ માણસનું લોહી તેના શરીરમાં દાખલ કરવામાં આવે તો, તેની હાલતમાં કાંઈ સુધારો થાય પણ જે ધણી પોતાનું લોહી આપવા કબુલ થાય તેતો આ જગતમાં રહેવા પામેજ નહીં.

આ સાંભળી પ્રમોદશંકરે જણાવ્યું. જો તેમ કરવાથી તે સાજો થતો હોય તો હું તેમ કરવા તૈયાર છુ. આપને યોગ્ય જણાય તેમ કરી તેને મારા ભલા અને જાની દોસ્તને બચાવો.

ડાકટર રામચંદ્રગવ ઘણા મુલકોમાં ફર્યો હતો, અને તેથી તેને ઘણી જાતનો અનુભવ મેળવ્યો હતો, પણ પ્રમોદશંકર જેવો માણસ કોઈ ઠેકાણે પણ જોયો હતો નહી. પ્રમોદશંકરની આવી હીમત જોઇ અજાયબ થયો ને બોલ્યો, મી. પ્રમોદશંકર ? તમે માણસ જાતમાં ઉત્તમ પુરૂષ છો મીત્રનો જીવ બચાવવા ખાતર પોતાનો જીવ આપે એવો પુરૂષ આજ સુધી કયાંઈ પણ મેં જોયો નથી, ગણુ

આનંદ જ તે જોવાની મને તક મળી છે, અને તેથી હું ઘણો આનંદ પામું છું. લાવો તમારો હાથ જોઇએ ? એમ કહી પ્રમોદશંકરની નાડ જોઇ વળી તે બોલ્યો કે, ખરેખર અજાયબ જેવું છે કે, આવી વખતે પણ હમેશની માફક તમારી નાડ ચાલે છે. એક માણસ પોતાના દોસ્તની ખાતર પોતાનો જીવ આપવા તૈયાર થાય અને તેની નાડ સેજ પણ ઝડપથી નહીં ચાલે એ ખરેખર નવાઈ જેવું છે.

પ્રમોદશંકરે, ત્યાર પછી જણાવ્યું કે, મારાથી બનતા ઉપાયે હું તેને મરવા દઇશ નહીં. હું ખાત્રીપુર્વક કહુ છું કે, તરત ને તરત મારૂ લોહી કહાડી તમારે તેને બચાવવો જોઇએ. અને તેમ કરવાની તમારી ફરજ છે.

ડાકટર રામચંદ્રરાવ અતિ આનંદમાં આવી બોલ્યો કે, મી. પ્રમોદશંકર! હું તમારી આવી હીમતથી તમારીપર આફરીન છું. તમારા જેવા નરો પ્રભુ જગતમાં નિપજાવે. ધન્ય છે તમારી માત પિતાને! તમારો આવો ગુણ જોઈ હું તો તમારો ખુની નહી થાઉ.

ઠીક ત્યારે, એમ હોયતો તમારાં હથિયાર મનેઆપો, હું મારે હાથેજ એ ઉપાય કરી લઈશ. કેમકે મને પણ વહાડ કાપનું થોડુંક જ્ઞાન છે. હું સોગન ખાઇને કહું છું કે મારા મીત્રને ઉગારવા માટે તમે તમારો હુનર નહીં અજમાવશો તો, હું તમારી મદદ લીધા વિના મારૂં કામ કરી લઇશ. એ મારો પક્કો ઠરાવ છે તે તમે સમજી લેજો.

ડાકટરે, તેનું આવી રીતે નિશ્ચય મન જોઈ કહ્યું કે, તમારી આંખજ કહી આપે છે કે તમે ગમે તે પ્રકારે પાછા હઠવાના નથી. એકને માટે બેકનો જીવ શા માટે ગુમાવો છો ? આમ કરવું આપને યોગ્ય નથી. હરેક પ્રકારે ડાકતરે તેને તાવી જોયો પણ જ્યારે પ્રમોદશંકરને મકમ વિચારનો જોયો, એટલે વહાડ કાપનો પ્રયોગ શરૂ કર્યો. પ્રમોદશંકરના જમણા હાથની નસ ખોલી અને તેમાંનું નિકળતુ લોહી ઈચ્છારામના શરીરમાં દાખલ કર્યું. લોહી, ઈચ્છારામના શરીરમાં જતાંની સાથેજ ચમતકારી રીતે તેની અસર જણાઇ. અડતાળીશ કલાક થઇ ન થઇ એટલામાં તો મોતના પંજામાંથી છુટવાના ચિન્હ દીસવા લાગ્યાં. બન્ને જરા શુધ્ધીમાં આવ્યા કે તે બેઉ જણાને ડાકતર મહાબળેશ્વરની સુંદર અને સ્વચ્છ હવા વાળી ટેકરી પર લઇ ગયો. એક પખવાડીઆ સુધી પ્રમોદશંકરને પથારીમાંથી બીલકુલ હાલવા ચાલવા દીધો નહીં. તેમ તેનીજ ચાંપતી સારવાર કર્યા કીધી. જ્યારે પ્રમોદશંકરના શરીરમાં થોડી શકિત આવી ત્યારે તેને

ઇચ્છારામ સાથે મળવા દીધો. જો તે અગાઉ બંન્નેને મળવા દીધા હોતતો ગંભીર પ્રકારની ઈજા થઇ તેમાંથી સારૂ પરીણામ નીપજત નહીં.

ઇચ્છારામ, પ્રમોદશંકરને જોઇ રડી પડયો અને આભાર માની બોલ્યો, આપણે આંહીં કયાંથી ? અને તમારી આવી હાલત શાથી ? આપણને આંહી લાવનાર કોણ ? આ આપણી પાસે બેઠા છે તે કોણ છે ?

પ્રમોદશંકરે કહ્યું તે આપણને બેને મોતમાંથી ઉગારનાર છે. તેમનો આપણે વારંવાર આભાર માનવો જોઈએ.

ડાકટર બોલ્યા, "નહી, નહી, એમના બોલો. એમને ઉગારવા માટેજ તમે આ આપદા વ્હોરી લીધી છે. ફકત હું તો મારી ફરજજ બજાવું છું,

ઇચ્છારામ, અચરતીથી અને કરગરીને ડાકતર ભણી મુખ કરી બોલ્યો, મહેરબાન ! આ ભેદનો ખુલાસો કૃપા કરી ને કરો. આપનો મોટો ઉપકાર થશે

પ્રમોદશંકરે ઈશારત કરવાથી ડાકટરે કહ્યું હાલ વાત કરવાનો સમય નથી. તમને બંન્નેને સારી પેઠે આરામ થયેથી સઘળી વાતનો ભેદ ખુલ્લે ખુલ્લો જરૂર કરીશ તમો જરાએ ગભરાસો નહીં. હાલ તો તમો બંન્ને જલદી સાજા થાઓ તેવા ઉપાય મને તાકીદે યોજવા દયો.

કેટલાક દીવસ તે ટેકરી પર રહી બંન્ને જણા હરતા ફરતા થયા, એટલે એક દીવસ સાંજના ડાકતર અને ઇચ્છારામ લીલી હરીયાળીની હવા ખાવા નિકળી પડયા. આમ તેમ કેટલીક વાતો કર્યા પછી અને સુંદર ટેકરીની સુંદરતા નિરખ્યા પછી આસતે રહી ઇચ્છારામે પુછયું ડાકતર સાહેબ ? મારો પ્યારો દોસ્ત મારી પેઠેજ પકડાઇ પડેલો કે ?

ડાકટર સાહેબે જણાવ્યું ના, ના.

ત્યારે તેમને શું થયું હતું ? તેઓની આવી દશા એકા એક શાથી ! તેને દુખ થવાનું કારણ તમેજ છોજો ડાકટરે કહ્યું.

શું હું? અચરજ થઈ ઇચ્છાલાલે જણાવ્યું,

હા, ભાઈ હા, તમેજ

શી રીતે તે મહેરબાની કરીં મને જણાવો ? ઇચ્છાલાલે કહ્યું.

સાંભળો, જ્યારે તમે મરણ પથારીએ પડયા હતા અને તમારો બચાવનો એક ઉપાય મને સુઝયો નહીં, ત્યારે તમારૂં કલેવર

રસ્તામાં રઝળે નહીં તેવા કારણથી તમારા જાતી અને દેશી જાણી તમોને તે ઠેકાણે પાડે એમ ધારી મેં તેમને તમારા હાલની હકીકત કહી. હકીકત સાંભળતાની સાથેજ તમને જોવા માટે તેઓ તેમની નોકરીની દરકાર કર્યા વિના ઝટપટ મારી સાથે તમારી પાશે આવવા તૈયાર થયા. જ્યાં તમે પડયા હતા ત્યાં અમો બંન્ને જણા આવ્યા. અને તમોને માઠી હાલતમાં જોઇ ઘણા દીલગીર થયા. થોડી વારે તમો કાંઇ બબડયા અને તેમાંનો એક એવો બોલ સાંભળી ચોંકયા. વળી તમે પાછા ચુપ ચાપ પડી રહ્યા અને પાછા થોડી વારે બકવા કરવા લાગ્યા. તેમાં કમળાનું નામ આવતાં તમો કાંઇ તેમના સ્નેહી છો એમ ધારી તમારા મોંહ પર આવેલા માથાના વાળ ખસેડી તમારૂં મુખ જોઇ ગભરાયા અને ભારે અફસોસમાં પડયા. તમને બચાવવા માટે મને ઘણો વિનવ્યો, અને તે બાબતમાં જે ખરચ થાય તે કરવા તૈયાર થયા. અનેક વિચાર કરતાં અને તમારા શરીરને નિહાળતાં તમારી જીવન દોરી લાંબી હોવાથી તરત વેળા એક ઉપાય સુઝી આવ્યો. પણ તે ઘણો જોખમદારી અને નહી બની શકે એવો હતો. મેં તે ઉપાય કહી બતાવતાં વગર ઢીલે તે કરવા મને સુચના કરી. પોતાના જાનની દરકાર નહીં કરતાં તેમના શરીર ઉપર મને વહાડ કાપ કરવા સખ્ત હુકમ આપ્યો. મેં તેમના જમણા હાથની ફસ ખોલી તેમાંથી નીકળતું લોહી તમારા અંગમાં દાખલ કીધું. તે લોહી નીકળવાથી તેમના શરીરમાં નબળાઈ આવી આ હાલતને પહોંચ્યા છે તેમની હીમતથીજ હાલ એક બીજાને જોઇ શકો છો.

આશ્ચર્યતાથી ઇચ્છાલાલ બોલ્યો ઓહો !! આટલું બધું મારા માટે દુખ વેઠી લીધું ? ધન્ય છે તેમની માત પિતાને ! પ્રભુ તેમને દીર્ઘાયુ કરે. કેવા પરોપકારી માણસ ? પૈસા આપી સૌ કોઈ ઉપકાર કરે પણ આ ભલા નરે તો મને પોતાનો જાન આપી ઉપકાર કર્યો. આવા વિરલા નરતો જગતમાં ગણત્રીનાજ હશે. સાહેબ ! મહેરબાની કરી એક મારૂં કામ કરો ?

બોલો શું છે ?

અમારા બંન્નેની હયાતી વીશે એક તાર કમળાબાઇ ઉપર ભરૂચ, આપના નામથી કરો. તે બાઇ તેના સમાચાર વિના ઝુરી મરતી હશે. ઇચ્છારામ બોલ્યો.

ચાલો ત્યારે આપણે તાર હોફીસના રસ્તા તરફ જઈએ, ને તાર કરી આપણે આપણા ઊતારે જઇએ ડાકતરે કહ્યું.

બહુ સારૂ. બંન્ને તે તરફ વળી અરજંટ તાર કરી પોતના ઉતારે ગયા.

બીજે દીવસે બપોરના જમ્યા પછી બંન્ને જણા આરામ ખુરશીઓ પર બેસી બીડીઓ ફુંકતા હતા. આ વખતે કોઈ જરૂરી બાતનાં કારણુ સર દાકતર બહાર ગએલા હતા બીડી પીતાં પીતાં પ્રમોદશંકર બોલ્યો, ભાઇ ઈચ્છાલાલ! તું ત્યાં કયાંથી આવી ચડેલો તે તું મહેરબાની કરી જણાવ્ય ?

તમારા સ્નેહીની ખાતર અને તેનો મોકલેલોજ અત્રે આવ્યો છું

મારૂં સ્નેહી કોણુ? અને તેને તને મોકલવાનુ કારણુ ?

જે છે તેજ! તમારા ઉપર સ્નેહની ખાતર.

પણુ તેનું નામ ?

તમે તમારા હૃદયમાંજ વિચારોને !

મારા ઉપર સ્નેહની ખાતર તને આટલા સુધી મોકલે એવું તો કોઇ છેજ નહીં.

વાહ કેમ નથી ? આ શું બોલો છો ? કોઇ ચીજને આસતે આસતે ખેંચી પછી તેને એકદમ છોડી દઈએ તો તેથી શું પરીણામ આવે ? સમજુ થઇ આવું અઘટીત કયાંથી શીખ્યા ? તમારે મારી સાથેજ આવવું જોઇશે ? આપણી હયાતીનો તાર વ-ટીક પણુ તેના ઉપર કરી દીધો છે.

આ તું શું બોલે છે ? પ્રમોદશંકરે જરા ડોળા ચઢાવી કહ્યું. પણુ પાછા શાંત પડી બોલ્યા કે તારા બોલવાનો મને કાંઈ પણુ સમજ પડતી નથી. હજી તારા દરદની તને ઘેન્નછા લાગી રહી છે કે શું ? કે આજ કાંઈ પાછું ફરી ઉપડી આવ્યું છે કે શું ?

મારા મહેરબાન ! આ વિષે ડાકતર સાહેબે તમને નથી કહ્યું ? તાર, મારા કહેવાથી તેમને તેમના નામથી તેના ઉપર કર્યો છે ને ! મને ઘેલો ના સમજતા. મારા દરેક દરેક બોલ ખરાજ સમજજો. હવે આપણે આંહીથા ઉપડવાની તાકીદ કરવી જોઈએ. વાર થશે તો મારી મહેનત નિષ્ફળ નિવડશે ઇચ્છિાલાલે કહ્યું.

પ્રમોદશંકરે જરા ચોરડાઇને કહ્યું તારો ભરમ ફોડીશ કે એ-મને એમ લાગ્યા કરીશ ? તને કોણુ મોકલ્યો છે તે તો જણાવ ?

તમારી વહાલી કમળાએ !

ઉપરનું વાકય સાંભળી પ્રમોદશંકર આશ્ચર્યતાથી બોલ્યો આ શું કહે છે ? ભલા માણુસ મશ્કરી જવાદે ને જે ખરૂં હોય તે કહે.

ખરેખરૂં જ કહું છું. ઈચ્છારામે બે ધડક પણે કહ્યું.

તેતો તારી સાથેજ પરણવાની હતી ને ? અને તે વિષે તેંજ મને બે વખત ચેતવણી આપી હતી. કેમ ભુલી જાય છે ! મને બનાવવાની વાત ન કર.

માણસો કેવાં મતલબી હોય છે ? પોતાનું કાર્ય સાધવું હોય છે ત્યારે સામા માણસનાં વશ તદન થઈ જાય છે, અને સામો માણસ કહે તેમ કરે છે, તેથી પોતાની કળા સામો માણસ કળવા પામતો નથી. મારે પણ એમજ થયું છે. અને હું ખરે ખર ઠગાયોજ છું ઇચ્છારામે નિરાશ વદને કહ્યું.

શું તે તને પરણવાની ના કહે છે ! આશ્ચર્યતાથી પ્રમોદશંકરે પુછ્યું. તેતો તારા ઉપર અતિશય સ્નેહ રાખતો હતી ને ?

એ બધું આપની ખાતર.

વાહ ! એમને હોયજ ! મેં તો તેના ઉપરનો સ્નેહ ખેંચી લીધો છે, તેમ તેને પણ કીધું હતું ! જ્યારે તમો બંને વાતો કરતા હતા, ત્યારે તે મને જરા પણ ઝાંખતી નહી. જેમ જેમ તમારો સ્નેહ વધતો ગયો, તેમ તેમ હું તેના દીલમાંથી ખસતો ગયો. તે મને બીલકુલ ચાહતી નથી એતો ખચીતજ છે.

ભાઇ સાહેબ ! તમારૂં ધારવું ખરૂં છે અને હતું પણ તેમજ. એતો બધી કપટ જાળ પથરાઈ હતી. તેના શિવાય આખા ઘરના તમામ માણસોના મનમાં એમજ નકકી થઈ ગયું હતું કે કમળા મને વરશે અને મને પણ પકકી ખાત્રી હતા કે કમળા મારી થઈ ચુકી. હું પુરૂષ છતાં પણ મને ઠગી ! એના કૃત્રિમ પ્રેમને હું ન કળી શકયો. સ્ત્રીના ચરીત્ર અજબ છે ! !

આમ થવાનું કાંઈ કારણ ? પ્રમેદશંકરે પુછ્યું.

તમેજ.

આ શુ કહે છે !

હું ખરૂં કહું છું.

મેંતો તેને મારી શકિત નહીં હોવાથી તજી દીધી હતી અને તે વિષે તને અગાઉજ મેં કહ્યું હતું.

હા, હા, તેતો ખરી વાત. "મીયાં છોડે પણ બીબી કેમ છોડે" તમારી સાથે પરણવા માટેજ તમારો મીત્ર જાણી મારી સાથે સ્નેહ બાંધ્યો હતો. મનેજ વરશે એવી અટકળ મેં એના ડોળ ઉપરથી બાંધી હતી મારી અટકળમાં ઠગાયો. હું કેવો મુર્ખ ! કે મેં તેના ચરીત્ર ન જાણ્યાં ? સ્ત્રીના મોહપાસમાં પડી પુરૂષો શું શું નથી કરી

શકતા ? સ્ત્રી ધારે તો પુરૂષને પોતાની આગળ નચાવી શકે છે, ન કરવાના કામ કરાવી શકે છે. પણ જો પુરૂષ, સ્ત્રી પાસે ધારેલું કામ લેવા ધારે તો તેમાં તેનું કાંઈ પણ નીપજતું નથી. જેમ જેમ મેં તેને મારી મરજી દેખાડી તેમ તેમ તે કબુલ થવા લાગી; અને દીન પ્રતિ દીન વધારે સ્નેહ બતાવવા લાગી. લગ્ન વિષે કહેતાં તે બોલી? ઠીકજ ! હમણા ધીરજ ધરો. ઉતાવળ શી છે ? હું તમારીજ છું. મેં આ-શામાંને આશામાં કેટલાક દીવશ કાઢયા અને તમારા ગુમ થવા પછી મેં ફરી માગણી કરી. તે વખતે તે ભારે ઉદાશીમાં જણાઇ. પણ ધીરજથી અને શોકાતુર વદને જવાબ આપ્યો કે હાલમાં હું લાચાર છું. મારી ખોવાયેલી વસ્તુ મળેથી તે વાત થઇ રહેશે. આમ તે મને વારે વારે ઉડાવ્યા કરતી હતી, પણ પોતાનો ભ્રમ જાણવા દેતી નહી.

ઉપરનું વાકય સાંભળી હું દંગ થઇ ગયો, અને આ શું બોલે છે તેના વિચારમાં ગરકાવ થઈ ગયો. થોડી વારે હું બોલ્યો, તારી એવી શું ચીજ ખોવાઈ છે કે જેના માટે આટલી બધી ઉદાશ થઇ છે ? વળી મસ્કરીમાં કહ્યું કે પૈસાદારને કયાં ખોટ આવે તેમ છે? એક ગઇ તો બીજી. આ સાંભળી તેણીએ કહ્યું મારા બાપની સઘળી દોલત ખરચતાં પણ તે ચીજ મળવી મુસ્કેલ છે. મેં કહ્યું એવી શી ચીજ છે તે કહેશો ?

શા માટે નહીં ? તેણી બોલી. સાંભળો ? એક તો મારા માથાનો મુગટ, હૈયાનો હાર, કોટનું માદળીયું, સૌભાગ્યનો આધાર, એટલું બધું ગુમાવ્યું છે અને તે ગુમ થવાથી હું છતી આંખે આંધળી થઇ ગઇ છું. મારી સર્વ ઇંદ્રીઓ પોત પોતાનું કામ બજાવવા અશકત થઇ ગઇ છે. મારૂં હૃદય શુનકાર થઈ ગયું છે. કેટલું ગણાવું અને શું કહું. ઉંડો નિશ્વાસ નાંખી છેલ્લા શબ્દ બોલી. આમ બોલવા છતાં પણ હું તેના મર્મ ભેદી વાકય સમજયો નહીં.

વળી થોડા દીવસ જવા દઈ મેં મારી માગણી વિષે વાત કરી. તેણે મને ધીરે સાદે કહ્યું કે તે ચીજ હજી મને મળી નથી. જો તે મેળવી આપો તો આપનો મોટો ઉપકાર થશે. મારૂં મન તે ઉપર વિશેષ લાગી રહ્યું છે તેથી અવર ઉપર મારૂં ચીત ચોટતું નથી.

મેં કહ્યું તેની નીશાનીઓ આપશો ?

તેણે કહ્યું 'ઘણી ખુશીથી પણ તે સાંભળી તમે ગભરાતા ના.

મેં કહ્યું એમાં ગભરાવાનું શું કારણ ?

જો તમે મારૂં કામ કરવામાં કુશળ જણાશો તો મારા બાપ "તર ફથી તમને ભારે બક્ષીસ તમારી મહેનતના બદલામાં અપાવીશ.

મેં હસતાં હસતાં કહ્યું. રે ગાંડી રે ગાંડી, તારા આગળ પૈસા શું ચીજ છે ? તું મળી એટલે મને સર્વ મળ્યું સમજીશ. બોલો શું શું નીશાની છે.

તેણી મારી મુર્ખાઈ પર જરા હોઠમાં હશી જણાવ્યું કે હૈયું હાથ રાખજો. સાંભળો તે ચીજ તમારા કરતાં શેજ ઉંચી છે અને જરા ગૌર વર્ણું છે.

આ સાંભળી હું ચમકયો ને બોલ્યો આ શું કહે છે ? ભાન ઠેકાણે છે કે નહીં ? મારૂં ભાન ? તેણીએ મને પ્રશ્નના રૂપમાં કહ્યું, ને બોલી મારૂં ભાનતો ઠેકાણેજ છે, પણ રખેને તમારૂં ભાન ખશી ન જાય. સાચવજો, કાળજુ ઠેકાણે રાખજો, ચોંકો છો શા માટે ? વળી તે બદનમાં ભરેલો છે, મુંછોનો મરોડ દ્રષ્ટી ખેંચાવે તેવો છે, ચાલ, ચીત હરાવે તેવી છે. તેનેજ મારૂં મન હરણ કર્યું છે અને તેજ મારા ચિતડાનો ચોર છે.

અરે આ શું બકે છે ? આજ આમ કેમ લવે છે ? શરીરને કાંઇ થયું છે કે શું ? શુધ્ધી ઠેકાણે છે કે નહીં મેં આશ્ચર્યતાથી કહ્યું.

મારૂં મન ઠેકાણેજ છે, હું પુરે પુરી શુધ્ધીમાંજ છું, અને હું જે કહુ છુ તે ખરે ખરૂંજ કહું છું હું કાંઇ બકવા, કરતી નથી. તેણીએ બેધડક પણે કહ્યું.

આ બકવા નહીં તો બીજું શું ? આતે ચીજ કે ચીજડો ? મેં જરા ચીડવાઇને કહ્યું.

તમે ગમે તે સમજો. તેની વિના આ બધી દુનિયા મને સુનકાર જેવી લાગે છે. જરા આંખમાં ઝળઝળીઆં આણી બોલી.

તે કોણ છે તે કહેશો ? અને આમ તેને માટે દુખી થવાનું કાંઇ કારણુ ?

કારણુ મેં પહેલેથીજ જણાવ્યું છે. પ્રભુ મને તે કયારે મેળવશે ? ઉંડો નિસાસો નાંખી બોલી.

પણુ તે કોણછે તેં કેમ કાંઈ જણાવતી નથી ?

શું જણાવું મારૂં કપાળ ! સજળ નેત્રે તેણીએ કહ્યું. જ્યારથી તે ગુમ થયો છે ત્યારથી મારૂં સઘળું ગુમ થયું છે. આંહી હતો ત્યારે તો તેનું મન મારા પર નહીં છતાં પણ હું તેને જોઇ મારી આંખો ઠારતી. મારી મુર્ખાઇનું ફળજ મને નડયું છે. સાંધવાની આશાએ સોય મેળવતાં આખું વસ્ત્રજ ખોઈ બેઠી.

આમ ભ્રમમાં બોલી શાને ભરમાવે છે ? શું તું બીજાને ચાહે છે ? મેં અધીરાઈથી પુછ્યું.

છે તો તેમજ. આ સાંભળી હું તો દીગમુઢજ બની ગયો અને ધોળી પુણી જેવો થઇ ગયો. મારા કાન બહેર મારી ગયા. અને સઘળા અવયવો સ્તબ્ધ થઇ ગયા. શું બોલવું તે કાંઈ ગમ પડી નહીં, પણ થોડી વારે જરા હીમત લાવી રક્ત નેત્રે બોલ્યો ત્યારે તું મારી સાથે સ્નેહ રાખી પ્રેમ બતાવતી હતી તે ખોટો કે? એમ હતું ત્યારે મને પ્રથમથીજ કહેવું હતું આટલો બધો લોકોમાં ફજેત શું કરવા થાત? અને બીજાનો અળખામણો શાને માટે બનત?

બધું સાંભળી રહ્યા પછી ધીરે સાસ્તે બોલી. મેં મારૂં કાર્ય સાધવા માટેજ તમારાથી સ્નેહ જોડયો હતો તમારી સાથે વરવા માટે નહીંજ. જો તમને આશાના ડુંગરે ચઢાવી ડોલાવ્યા તેની માફી ચાહું છું. તમારા મીત્રનું કાર્ય કરવા ને લીધેજ ફજેત થયા છો. મારે માટે નહીં. જરા સ્મિત હાસ્યથી મસ્કરી રૂપે બોલી. અળખામણા નહી પણ તેન તમને હેતસ્વી કરવા માટેજ આમ મારે કરવું પડયું છે. જો એને શોધી આપશો તો તેના હેતસ્વી અને મારા જનમના આભારી થશો.

એમજ હતુ ત્યારે તારે મને પહેલેથીજ જણાવવું હતું. શીખરપર ચઢાવવી એકદમ જમીનની સપાટી ઉપર નાંખી દેવો એ કાંઈ ઠીક કહેવાય કે? હું તો આએ ચુકયો ને ઓએ ચુકયો. મેં ધીરા પડી કહ્યું.

ગભરાઓછો શા માટે? ઇશ્વરકૃપાથી તમારૂં કામ મારાથી તો નહીં પણ બીજાથી પાર ઉતરશે. જો પ્રથમથી મેં આપને મારી વાત કરી હોતતો કદાપી કાળે મારૂં કામ થવા આશા રહેત નહીં. જો મને તે આદમી મેળવી આપશો તો તમારી મન ગમતી અને મનને પ્રસંદ પડે તેવી સ્ત્રી સાથે તમને મેળવી આપીશ.

હવે તારાં ચરીત્ર ન લડાવ્ય. તારાં ચરીત્ર જોઈ અજબ થયોછું. પણ તું કોને ચાહે છે તે કહીશ? અને તેને માટે મારી સાથે આમ કરવાનું કારણ? તે મારો શો સબંધી છે!

મારો વહાલો અને તમારો જાની મીત્ર પ્રમોદશંકર! તેને મેળવવા માટેજ મારે આપને આટલી બધી તસ્તી આપવી પડી છે. પ્રફુલીત ચહેરે બોલી.

પણ તે આંહી છે નહીં તેનું કેમ?

કેમ શું? તેને શોધી કાઢતાં જે ખરચ થાય તે મારી પાસેથી લ્યો. ખરચ મારૂં, મહેનત તમારી. તમારો દોસ્ત છે ને!

વારૂ ત્યારે તારી મરજી એની સાથે વરવા ખુશી છે તો હું આડે આવવા માગતો નથી. જ્યાં મન ન મળે ત્યાં પરાણે પ્રીત કરવી

નકામી છે. તારા સ્નેહની ખાતર નહીં, પણ મારા દોસ્તની ખાતર તારૂં કામ પાર મુકવા માથે લઉં છું. તારી લાલચથી નહીં, પણ ખરા અંતઃકરણથી મારા મીત્રના લાભને લીધેજ તેને મેળવો આપવા મહેનત કરીશ. મેં જરા જુસ્સામાં આવી કહ્યું.

હું એક દીવશ, આપનો કેવી રીતે પત્તો મળે એ વિચારમાં બેઠો હતો, તેવામાં પોષ્ટમેન કાગળો વહેંચતો વહેંચતો મારા ઘર આગળ આવી મારૂ નામ પોકારી મુંબાઈ સમાચારનું છાપું મારા ઘરમાં નાંખતો ગયો મારી બેઠકેથી ઉઠી તે લઈ પાછો તેજ બેઠકે બેશીને છાપાનું રેપર કાઢી વાંચવા બેઠો વાંચતાં વાંચતાં બીજેજ પાને "ગુજરાતી ઈજનેરે ભારે ભય ભરેલી જગ્યાએ રહી કરેલું અંજાવર કામ" તે મથાળું મારા વાંચવામાં આવ્યું અને તે ખબર વાંચવા મારૂં મન લલચાયું. તેમાં આપનું નામ અને આપના પ્રાક્રમ વર્ણવેલાં વાંચી ઘણો આનંદ થયો. આપનો પત્તો મળ્યો તેથી બેહદ ખુશીમાં આવી આ વધામણી આપવા આપનો ચરકમળ ચાહનારીને છાપું વાંચવું અધુરૂં મુકી જેમ તેમ લુગડાં પહેરી હું દોડયો. મને હર્ષમાં દેખી તે બોલી, કેમ આજ આવડા બધા હર્ષમાં ? આજ કાંઈ છે કે ?

મેં હર્ષમાંજ જવાબ આપ્યો હા, હા, આજ તો કાંઇ મોંહ મીઠાં કરાવો તો સારૂ.

પણ છે શું ?

હોય શું ? તમારા અને મારા સ્નેહી મળ્યાની વધામણી !

શું તેઓ આવ્યા ? તેણી હર્ષથી ગાજીને બોલી.

ના ના.

ત્યારે તેઓ ક્યારે આવશે ?

તમે જ્યારે તેડાવો ત્યારે.

શું ! તમારા ઉપર તેમનો પત્ર છે ?

ના, ના.

શું ત્યારે તમે મારી મશ્કરી કરવા આવ્યા કે ? નિરાશ વદને બોલી. જાઓ જાઓ હજીએ તમારી ટેવ ના ગઇ કે ?

શાણી ગભરાઓ નહી; નિરાશ થાઓ નહીં. આજેજ મુંબાઇ સમાચારનું પત્ર મળતાં તમારા સ્નેહીએ કરેલાં કામની ખબર વાંચતાંજ લાગલો તમારી પાસે આવ્યોછુ. તેમનું હાલ ઠેકાણું તેમ લખેલું છે.

એમકે ? આશ્ચર્યતાથી હર્ષાવેશમાં આવી બોલી. કયે ઠેકાણે છે?

પુનાથી ઘણે દુર રેલવેના પુલને માટે નાળુ બાંધવા વાસ્તે ગયા છે.

ઓહો ! ! એટલે બધે દુર ? શું હીમત ચલાવી છે ? ત્યારેતો તમો આજનીજ મેલમાં તેમને તેડવા ઉપડી જાઓ અને ગમે તેમ સમજાવી મનાવી આંહી લઇ આવો. તરતજ ઉઠી વાટ ખરચી સારૂ પોતાના કબાટમાંથી રૂપૈઆ પચાસની નોટ કહાડી મારી સામે ધરી.

આ શું કરો છો ? આટલેથીજ મારી મહેનતનો બદલો વાળવો છે કે ? હાલતો રહેવા ધ્યો પછી સૌ થઇ રહેશે. એમ કહી હું તરતજ ત્યાંથી નીકળ્યો. સાંજ પડતાંજ વાળુ કરી આપની પાસે આવવાની તૈયારી કરવા માંડી મેઈલટ્રેનનો વખત થતાંજ સ્ટેશન પર આવી ટીકીટ કહાડવી ગાડીમાં બેઠો. એકાદ સ્ટેશન બાકી રહ્યું હશે કે મને ટાઢનું લખલખું થઇ આવ્યું. સ્ટેશન આવતાં હું ગાડીમાં થી પ્લાટ ફોર્મ ઉપર ઉતર્યો અને મારો વધ્રળો સામાન પોટર પાસે નીચે ઉતરાવ્યો પછી શું થયું અને તમને શી રીતે મળયો તેની મને બીલકુલ ખબર નથી. હવે આપણે આંહીથી જલદી જવું જોઇએ? કારણકે આપના વિયોગ દુખે કમળા કરમાતી હશે.

તેં પણ મારા માટે ઘણું દુખ સહન કર્યું યાર !

તેનો બદલો તમે કયાં ઓછો આપ્યો છે. દામોદરે કહ્યું.

ડાકતર આવ્યા અને પોતાની તબીયત હવે સારી રીતે ફરવા હરવા લાયક થઇ છે કે કેમ? તે પુછી ઘર ભણી આવવાની રજા માગી. ડાકતરે ખુશીથી રજા આપી અને પ્રમોદશંકરે પોતાના શેઠની રજા માગવા રજાચીઠી લખી ટપાલમાં નાંખી રજા આવતાંની સાથે બંન્ને જણા ઘર ભણી આવવા નિકળ્યા, અને ડાકતર પોતાના કામ ઉપર સીધાવ્યા. પ્રમોદશંકરનો મેળાપ થતાં કમળા ઘણી ખુશી થઇ અને તેને પરણવા માટે પોતાનાં માબાપને પોતાની મરજી જણાવી. તેની મરજી આડે આવવા તેના માબાપ કાંઇ પણ બોલ્યાં નહી. તેનાજ કુટુંબની, તેના જેટલાજ પૈસાવાળી અને રૂપ ગુણમાં સરખી અને પ્રથમથી ઇચ્છારામ ચાહનારી પુત્રી જોડે ઇચ્છારામનું સગપણ કર્યું, અને બંન્ને મીત્રો એક લગને પરણ્યા. આ વાર્તાનો સાર જગાની તંગાસને લીધે લખ્યો નથી. માટે વાંચક વર્ગો તેમાંથી શોધી લેવો.



# જાહેર ખબર.



| નામ. | કીમત. |
|---|---|
| બત્રીસ પુતળીની વારતા. | ૧—૮—૦ |
| સુડાબોહોતેરીની વારતા. | ૧—૮—૦ |
| રામાયણ નાની | ૧—૮—૦ |
| ગીરધરકૃત રામાયણ મોટી | ૨—૮—૦ |
| કાવ્યદોહન મોટું ત્રણ ભાગનું. | ૧—૮—૦ |
| ભરથરી નાટક મોટું. | ૦—૮—૦ |
| રાણકદેવી નાટક મોટું | ૦—૮—૦ |
| ગુલબંકાવળીની વારતા મોટા અક્ષરની | ૦—૮—૦ |
| મડાપચીશીની વારતા. | ૦—૪—૦ |
| અકબર બીરબલના બારે ભાગ | ૦—૧૨—૦ |
| પંચોપાખ્યાન | ૦—૬—૦ |
| નળાખ્યાન. | ૦—૪—૦ |
| છોટમકૃત કીરતન માળા. | ૦—૮—૦ |
| નંદબતરીશીની વારતા. | ૦—૨—૦ |
| મદનમોહીનાની વારતા. | ૦—૪—૦ |
| સદેવંત શાવળીંગા મોટી | ૦—૮—૦ |
| કામકળાને કામરૂપ. | ૦—૬—૦ |
| અભેમન્યુ ચક્રાવો | ૦—૪—૦ |
| શીયળવંતીની કમળા | ૦—૮—૦ |
| કાષ્ટના ઘોડાની વારતા. | ૦—૨—૦ |
| પદમાવતીની વારતા. | ૦—૨—૦ |
| અમોલા રાણીની વારતા. | ૦—૨—૦ |
| ઓખાહરણ મોટું | ૦—૪—૦ |
| એકાદશી માહાત્મ્ય ગુજરાતી | ૦—૪—૦ |

ઉપર લખેલાં પુસ્તકો વેલ્યુપેબલથી મોકલી આપવામાં આવશે ને ટપાલ ખર્ચ મંગાવનારને શીર જુદુ પડશે.

મળવાનું ઠેકાણું

**શા. મોહનલાલ જેચંદ બુકસેલર.**

**ઠે. રીચીરોડ—અમદાવાદ.**